સુરતવાલા એમ. બી. વ્યાસની છપાવેલી

# પારસમણિ ભજન સંગ્રહ.

જ્યાં લગી આત્મા અંગમાં છે ત્યાં લગી હરી હરી તું કહે.
હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ તું કહે (૨)
સુતાં પહેલાં જે સ્મરણ કરે ભાઈ, તેની બોલો જય જય—જ્યાં૦
લીધા સરીખું નામ હરિનું લઈ શકે તો લે (૨)
દીધા સરીખું દાન છે અન્નનું દઈ શકે તો દે—જ્યાં૦
આ રે સંસારી રે સર્વે ખોટો ને સાચી વસ્તુ બે (૨)
એક તો પુન્ય બીજું હરીભજન ભાઈ જીવડા સમજી લે—જ્યાં૦
દશ્ય પદારથ સર્વે ખોટો ને આત્મા અખંડ છે (૨)
કીડી થકી તે કુંજર લગણ ભાઈ કાળ ચક્કરનો ભે—જ્યાં૦
એક દિન આંગણે દીવા વિવાહ વળી ઢોલશરણાઈ બજશે (૨)
કહે જીવણ એવો એક દીન આવશે સમશાને ધગશે.—જ્યાં૦

*   *   *   *

બિગરી કૌન સુધારે—નાથ બિના બિગરી કૌન સુધારે,
મારી ચુન ચુન મહેલ બનાયા—મુરખ કહે ઘર મેરારે,
નહિ ઘર મેરા નહિ ઘર તેરા—એકદિન જંગલ ડેરારે—બિગરી.

બની બનાઈ કો સબકો સાથી–બિગરી કો કોઉ નાંહીરે,
ભરી સભામેં લજ્જા રાખે દીનોનાથ સવાઇરે–બિગરી.
રામ જીતે લખમણ જીતે–જીતે સીતા માઈ રે,
અંજનીકો પુત્ર હનુમંત જીતે-જેને પલકમાં લંક જલાઇરે–બિગરી.
કડવી વેલનકી કડવી તુંબડીઆં–સબ તીરથ કરી આવીરે,
ગંગા નાઈ જમુના નાઈ–તોયે ન ગઈ કડવાઇરે–બિગરી.
રંકા તારે બંકા તારે–તારે સધનો કસાઈ રે,
સુડા પઢા તે ગુનિકા તારી–તારી મીરાંબાઈ રે–બિગરી.
રાવણ મારી રામ ઘર આયે–ઘર ઘર બાત બધાઈરે,
તુલસીદાસ હરિકો મહીમા–અપને મુખસે ગાઈ રે–બિગરી.

* * * *

ભજનકો પરિમાન એસો હરિભજનકો પરિમાન
નીચ પાવે ઉંચ પદવી જલ તરે પાષાણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા ચઢી જાત વિમાન
નામ લઈ વૈકુંઠ પામી બાજતે નિશાન—એસો૦
ચલત તારા ને ચલત મંડળ, ચલત શશી ઓર ભાણ,
દાસ ધ્રુવકું અવિચળ પદવી, રામકે દિવાન—એસો૦
રાવણકે દશ શીશ છેદે, કર ગ્રહે સારંગપાણ,
વિભીષણકું લંકા દીની ભક્ત અપનો જાણ—એસો૦
નિગમ જાકી સાખ પુરે, સુનો સંત સુજાન;
દાસ તુલશી શરણ આયો, રાખીએ ભગવાન—એસો૦

* * * *

લેહ લગાડી રામને જપો, જાવું છે મરી;
જાવું છે મરીરે કાયા જાશે પડી. —લેહ.
ઘણે કષ્ટે પિંડ બંધાણો, ગર્ભમાં ધરી (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી. —લેહ.
ઉંચાં મંદિર માળીઆં તારાં, રહેશેરે પડી (૨)
એવી રૂડી મનખા દેહ તારી, ધુળીમાં ઢળી. —લેહ.
તેડાં આવ્યાં શ્રી રામનાં, જાવું કહેની ઘડી (૨)
જમ આવ્યે તારૂં જોર નહિ ચાલે, બાંધશે જડી. —લેહ.
સગાં સર્વ વીંટીને બેઠાં, મરણની ઘડી (૨)
કાઢો કાઢો સૌ કહે, એને રોકોમાં ઘડી. —લેહ.
સંતની સેવા હરિની ભક્તિ, વાત છે ખરી (૨)
દાસ હરિ કહે રઘુવર સમરો, તો જાશો તરી. —લેહ.

* * * *

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું,
જુનું તો થયું રે પીંજર પડયું તો રહ્યું રે—મારો.
કુડી કુડી કાયા રામા, જુઠી જુઠી માયા રે (૨)
કુડા તો દિલાસા અમને દઇ તો ગયું રે—મારો.
આ રે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા (૨)
પડી ગયા દાંત રેખું પડી તો રહ્યું રે—મારો.
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યો રે (૨)
ઉડી ગયો હંસ પીંજર પડયું તો રહ્યું રે—મારો.

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વાલા (૨)
ભજન વિનાનું આયુષ્ય એળે તો ગયું રે—મારો.

*   *   *   *

સીતારામને ભજીને લહાવો લીજીયે રે (૨)
મુખે રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ કીજીયે રે (૨)—સીતારામ.
તારો અવસર પળ પળ જાય છે રે (૨)
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે (૨)—સીતારામ.
તારૂં જોબન જાશે જરા આવશે રે (૨)
તુંને ભાણે ભોજન નહિ ભાવશે રે (૨)—સીતારામ.
તારાં વહાલાં વેરી થઇ લાગશે રે (૨)
તારી દેહ દેખીને દૂર ભાગશે રે (૨)—સીતારામ.
કાંઈ ધર્મ કરો આડું આવશે રે (૨)
તે તો જમના માર મૂકાવશે રે (૨)—સીતારામ.
સખી રામદાસ કહે નરનારને રે (૨)
સંત સેવો તો ઉતરો ભવ પારરે (૨)—સીતારામ.

*   *   *   *

થિર ઠરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું
કરી લો કાઇ રૂડાં કામ, રહેશે કહેવાનું (ટેક)
વિક્રમ સરખા વીર ગયા, ને ભૂપ ગયો વળી ભોજરે
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ–રે નથી.
મોતીશાહ મુંબાઈમાં મોટો, સરસ હતો શાહુકારરે
નામ ગયું ને ઠામ ગયું, વળી ગયા ગરથ ભંડાર–રે નથી.

હેનાભાઇ હયાત હતા, ને શેઠ હતા હઠિસિંગ રે
તે પણ દુનિયા તજી ગયા, ને મનમાં રહ્યા ઉમંગ—રે નથી.
પડ્યું રહે નાણું પૃથ્વીમાં અગણિત આડે આંક રે
સમજી લેજો કાંઈ પણ સાથે આવે નાહ નવટાંક—રે નથી.
આરંભેલાં અધુરાં રહેશે કંઈક જગતનાં કામ રે
નરત અજાણ્યું તેડું આવે તજીને જાવું તમામ—રે નથી.
લાચારોની આશીષ લેજો નિશ્ચળ કરજો નામ રે
સમજો તો સારી શીખામણ દે છે દલપતરામ—રે નથી.

* * * *

નહીં મીલે હરિ ધન ત્યાગે નહીં મીલે રામજી જાન તજે
નારાયણ તો મિલે ઉસીકો જો દેહકા અભીમાન તજે—ટેક.

સુત દારા યા તજે કુટુંબકો યા અપના ઘરબાર તજે
નહીં મીલે પ્રભુ ઉસકો કદાપિ જગકા સબ વ્યવહાર તજે
કંદ મુલ ફલ ખાય રહે ઔર અન્નકા ભી આહાર તજે
વસ્ત્ર ત્યાગકે નગ્ન હો રહે ઔર પરાઇ નાર તજે
તૌભી હરિ નહીં મીલે ઉસીકો ચાહે અપને પ્રાણ તજે
નારાયણ તો મિલે ઉસીકો જો દેહકા અભિમાન તજે—૧

તજે પલંગ ફુલોંકા ચાહે ઔર હીરે મોતી લાલ તજે
જાતકો અપની તજ દેવે ઔર કુલકી સારી ચાલ તજે
વનમેં નિશદિન વિચરે ઔર ઈસ દુનીયાકા જંજાલ તજે
દેહકો અપની જલા બલાકે શરીરકી ભી ખાલ તજે

બ્રહ્મજ્ઞાન નહીં હોવે તો ભી ચાહે વો અપની સાન તજે
નારાયણ તો મિલે ઉસીકો જો દેહકા અભિમાન તજે—૨

રહે મૌન બોલે નહિ મુખસે અપની સારી બાત તજે
બાલપનેસે યોગ સાધે ઔર તાત તજે યા માત તજે
શિખા સૂત્રકો તજે નહિ ઔર ઉત્તમ અપની જાત તજે
કભી જીવકો ના મારે ઔર ઘાત તજે આપઘાત તજે
ઇતના તજે તો કયા હોવે જો દેહકા નહીં ગુમાન તજે
નારાયણ તો મિલે ઉસિકો જો દેહકા અભિમાન તજે—૩

રહે રાત દિન ખડા ન સોવે પૃથ્વીકી ભી શૈન તજે
કષ્ટ ઉઠાવે રહે બેચૈના ઔર દિલકા સબ ચૈન તજે
મીઠા હોકર બોલે સબસે કડુવે અપને બેન તજે
ઇતના ત્યાગે કયા હુવા અભિમાન નહીં દિનરેન તજે
બનારસી એ મિલે ના હરિસે ચાહે સકલ જહાન તજે
નારાયણ તો મિલે ઉસિકો જો દેહકા અભિમાન તજે—૪

* * * *

રામ રાખે તેમ રહીયે, ઓધવજી રામ રાખે તેમ રહીયે;
આપણ ચીઠીના ચાકર છૈયે—ઓધવજી.
કોઈ દીન પેરણુ હીર ને ચીર (૨)
તો કોઈ દીન સાદા ફરીએ—ઓધવજી.
કોઈ દીન ભોજન શીરો ને પુરી (૨)
તો કોઈ દીન ભુખ્યા રહીએ—ઓધવજી.

કોઈ દીન રહેવાને બાગબગીચા (૨)
તો કોઇ દીન જંગલ રહીએ—ઓધવજી.
કોઇ દીન સુવાને ગાદી ને તકીયા (૨)
તો કોઇ દીન ભોંયપર સુઇએ—ઓધવજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
સુખ દુઃખ સર્વે સહીયે—ઓધવજી.

*　*　*　*

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં-સુખ૦
નળ રાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી-સુખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી-સુખ૦
સીતા સરખાં સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી-સુખ૦
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી-સુખ૦
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી-સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસઇનો સ્વામી-સુખ૦

## પરમારથ વિષે.

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધર્યો;
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઇને વસ્યો.
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તે સારૂં કોઇનું શું કર્યું?**
તેં નિત્ય સ્નાન, ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને;
તેં પંચ ગવ્ય વિશેષ પાશન, કીધું ઘોળી ઘોળીને.
આહાર એકજ વાર કરવો, એવું વ્રત તેં આચર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**
તેં હોમ હવન ઘણાં કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં;
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દુધ દહીં ગાગો તણાં.
બહુ વર્ષ સુધી મુનિવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?**
તું નવ નવાં નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો;
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો.
ખાડો ખણીને દાટીયું, જે અન્ન જમતાં ઉગર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?**
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને;
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યાં, નિત્ય નિત્ય નિયમો ધારીને.
ગદગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસુ ઝર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?**

ભગવાન લુખી ભક્તિથી, રીઝે નહિ તલમાત્ર તે;
પણ ભક્તિપર ઉપકાર સાથે, થાય પ્રભૂ પ્રિયપાત્ર તે.
તે વગર વાદવિવાદ કીધા, કામ તેથી શું સર્યું;
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?**

## જીંદગીનો ભરૂંસો નથી, તે વિષે.

દમ પર દમ હર ભજ, નહીં ભરોંસા દમકા,
એક દમમેં જાયેગા નિકલ, યે દમ આદમકા–ટેક.
હૈ જબતક દમમેં દમ, ભજ લે હર હર તું;
દમ આવે ના આવે, ઇસ્કી આશ મત કર તું.
એક નામ પ્રભૂકા જપ, હિરદેમેં ધર તું;
નર ઇસી નામસે, તર જા ભવસાગર તુ.
બલ કરતા બાત હૈ, થોડે જીને ખાતર તૂ;
વો હૈ સાહબ જલ્લાદ, જરા તો ડર તૂ.
વહાં અદલ ખડા હૈ, હિસાબ સબ દમ દમકા;
એક દમમેં જાયગા નિકલ, યે દમ આદમકા.–૧
જીનકો ફૂલ યહ, રામ નામ જપના હૈ;
જબ ઘેરે કાલ (તબ) કહાં જાય છિપના હૈ.
ઇસ નરકો એક દિન આતિશમેં તપના હૈ;
દમ જાય નિકલ, તન મિટ્ટીમેં ખપના હૈ.
એક દમકા બસેરા, દુનિયા રેન સપના હૈ;
કુછ દેખો આંખે ખોલ, કૌન અપના હૈ.

સબ જુઠા માયા મોહ, કુટુંબ હમ દમકા;
એક દમમેં જાયેગા નિકલ, યે દમ આદમકા.–૨
જો આયા જગમેં, અમર નહીં રહનેકા;
નર્મદા પ્રવાહ અબ, અટક નહીં બહનેકા.
કર લાખ જતન તૂ, માયા કે ધબહનેકા;
દર મિલે વહી જો, હે તેરે લહનેકા.
હર વખત રહેગા, જમકા દંડ સહનેકા;
કર નેકી તો કોઈ, બુરા નહીં કહનેકા.
ઈસ જગમેં નતા હૈ, યહ બોલતે દમકા;
એક દમમેં જાયગા નિકલ, યે દમ આદમકા.–૩
એક દમમેં દમ આદમકા નિકલ જાવેગા;
ફિર પીછે હાથ મલમલકે પછતાવેગા.
જબ શ્રી કૃષ્ણકી શરણાગત આવેગા;
તબ જીવનમુક્તિ ઈસ જગમેં તું પાવેગા.
કહે દેવીસિંહ જો, હરકે ગુન ગાવેગા;
વોહ પ્રાણી જગ બંધનસે છુંટ જાવેગા.
કુછ શ્યામ જગતમેં નહિ સુનો ઇસ દમકા;
એક દમમેં નિકલ જાયેગા યે દમ આદમકા.–૪

*　　　*　　　*　　　*

સમય જાશે સુધારી લે, ભરી લે ભક્તિનું ભાથું,
ધણીનું ધ્યાન ધારી લે, ભરી લે ભક્તિનું ભાથું.–૧

હજી હાથમાં છે બાજી, કાય' પણ તારી છે તાજી,
ગોવિંદના ગુણ ગા ગાજી, ભરી લે ભક્તિનું ભાથું.–૨
ફરે મદમસ્ત શું ફૂલી, ભલા ભગવાનને ભુલી,
મળી આ દેહ એ મુલી, ભરી લે ભકિતનું ભાથું.–૩
ગયા બહુ રાવને રાણા, ગયા સુલતાનને શાણા,
મળેના ઠામ ઠેકાણાં, ભરી લે ભકિતનું ભાથું.–૪
દિવાની જ્યોતના જેવી, દિવાની આ જુવાની છે,
જરૂર જાણો જવાની છે, ભરી લે ભક્તિનું ભાથું.–૫
કરે શું કાલની વાતો, ફરે શીર કાલ મદમાતો,
નથી એ રાખતો નાતો, ભરી લે ભકિતનું ભાથું.–૬
કમાણી એજ કર સાચી, બીજી ખટપટ બધી કાચી,
રહ્યા શું રંગમાં રાચી, ભરી લે ભકિતનું ભાથું,–૭
તર્યા છે પામરો પાપી, પિયુષ એ પ્રેમથી પાપી,
કુતર્કો કલેશને કાપી, ભરી લે ભકિતનું ભાથું.–૮

* * * *

નર તન ધારી કર ઝટ માનવ તારે ખરૂં જે કરવાનું.–ટેક.
માયામાં મુંઝાઈ મરીશ તો, અખંડ સુખ નથી મળવાનું
નર તન.–૧
વૃદ્ધપણામાં કરીશ ભજન એ વાતે કંઈ નથી વળવાનું,
કાચી માટીનું મકાન તારૂં એક પલકમાં પડવાનું
નર તન.–૨

હરિ નામ રૂપ નાવ મળ્યું છે આ ભવસાગર તરવાનું
સત્ય તણા શઢ ચઢાવતાં તે, સત્વર પાર ઉતરવાનું

નર તન.—૩

ધામ ધરા ધન પુર્ણ હશે પણ અહિંનું અહીંઆં રેવાનું,
પુત્ર મિત્ર પરિવાર પ્રેમદા, સંગ ન કોઇ સંચરવાનું

નર તન.—૪

માટે મનવા માની મારૂં, રળ સાચું જે રળવાનું,
ઓળખ ઝટ અંતરયામીને, તુર્ત ત્રીવિધ દુઃખ ટળવાનું

નર તન.—૫

ઔષધ એક જગમાં, આ ભવ રોગને હરવાનું,
શિવશંકર પ્રભુ નામ સુધાકર પાન મટી જાય મરવાનું

નર તન.—૬

* * * *

અહો રામ રામ રે, જોને આ સાર સંસારનો,
સીતા રામ રે, સીતા રામ રે.
તારે મુવે છે કોને શોક રે, ચોકમાં ચીજો ઉતારશે;
મીથ્યા મૂકશે પોક રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, રોતાં રળેલું પૂછશે,
માગી લેશે હીસાબરે, તું કહીશ કે કેડે વાપરો;
તેનો નહિ દે જવાબ રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, એમ કરતાં મુકી દેહડી;

સગાં સહોદર સાથ રે, નકામો જાણી ઉપાડશે;
ઘડી રાખે નહિ કોય રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, નારી તારી નવે લુગડે;
સજી સોળ શણગાર રે, કોરારી કંકણ પહેરીને;
એ તો નીસરે ઘરની બહારરે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, કપાળે કુમકુમ ચોળીને;
સીંચે સીંચાવે ધુપેલ રે, જાણે વહુ વીવાહ તણી;
જુઓ રાંડ્યાના ખેલ રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, ઓહો કરીને લોક આવશે;
સગાં સહોદર સાથ રે, મારે તડાકા તાઢા થઇ;
જોઇ નાત રહી વાટ રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, ઘેબર લાડુ અને ચુરમાં,
પાડ્યાં કંઈ પકવાન રે, ગળ્યાં જમણ સુવા ઘણાં;
આતે કાંણ કહું કે જાન રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, મીઠાં મોઢાં થાય લોકનાં;
જશ લીએ પરિવાર રે, તારા કરમના કોયલા;
પોતાને ખાવા માટ રે, જોને આ સાર સંસારનો—સીતા૦
અહો રામ રામ રે, નામ તારૂં નેવે મૂકીયું;
ટાળી તનનો ઉચાટરે, નાત જાત ખવરાવે ખુશી થઇ;
તારૂં દુઃખ દીન ચારરે, જોને આ સાર સંસારનો—સીતા૦

*        *        *        *

સર્વ તજીને ભજીએ શ્રી ગોવીંદને
જે નારાયણ નોંધારાના આધાર જો;
ભાગે સંકટ કુડાંરે આ સંસારનાં
જેના નામે ઉતરીએ ભવપાર જો—સ૦
અપરમાને વચને ધ્રુવજી વન ગયા
નારદજીએ દીધો છે ઉપદેશ જો,
જ્ઞાનભકિત વૈરાગ્ય તે મનમાં આણીયાં
પ્રભુ ભજ્યા કાંઈ ત્યાં જઈ બાળે વેશ જો—સ૦
દૈત્યપુત્ર પ્રહલાદજી તે આગે થયા
લાગ્યો છે કાંઈ પીતા પૂત્રનો વાદ જો;
સ્તંભ થકી પ્રગટયારે નરસીંહ રૂપ ધરી
શ્રી મહાપ્રભુજીએ દીધો તેને સાદ જો—સ૦
લાખાગ્રહમાં પાંડવને આવી મળ્યા
ભક્તજનોને દીધી છે બહુ ધીર જો;
સમરણ પહેલાં આવ્યા છોરે તમે સદા
ભકતરે જન ઉગાર્યા પાંચે વીર જો—સ૦
સુદામાનું દરિદ્રપણું તો જાણીયું
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજ જો;
દાસ દયાના પ્રભુજી કરૂણા કીજીએ,
ભક્તરે જનનાં કીધાં કોટીક કાજ જો—સ૦

*　　*　　*　　*

ભકતોની ભીડે ક્યાં ન આવ્યોરે–હું તો ભકતોની૦
કહે છે શ્રી રણછોડ રાયોરે —હું તો૦
કબીર સારૂ હું તો વણઝારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યોરે —હું તો૦
ધના ભગતની મેં ખેતી નિપજાવી (૨)
ઘઊંનાં ગાડાં ભરી લાવ્યોરે —હું તો૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવિ કહેવાયો રે —હું તો૦
પ્રલ્હાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યો રે —હું તો૦
નામદેવ સારૂ મેં તો મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાયો રે —હું તો૦
દામાજી સારૂ સામો મહારાજ થઇને (૨)
ભરણું ભરીને પોંચ લાવ્યો રે —હું તો૦
નરસીંહ મહેતાને માંડલિક મારવાને આવ્યો (૨)
કેદારો મધ્ય રાતે લાવ્યો રે —હું તો૦
કુંવરબાઇનું મેં પુર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચુકાવ્યો રે —હું તો૦
દાસ નારણસીંગ કહે કરૂણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સહાયોરે —હું તો૦

* * * *

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય-ટેક૦
ડહાપણ કોઇનું કામ ન આવે [૨]
કરોને કોટી ઉપાય-હાં હાંરે કરોને—પ્રભુ૦
ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે સતી તે કેમ લૂંટાય-પ્રભુ૦
રામ જેવા સત પુરૂષ કહીએ ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યું તો રાવણ શીર રોળાય-પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી ત્યારે, મૃગયા રમવા જાય;
એ રે ઋષિને કોઈ દુભશે તેને, તરત સર્પદંશ થાય-પ્રભુ૦
પરીક્ષીત રાજાના જન્મેજય કહાવે ને તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય-પ્રભુ૦
શુભ મુહુર્ત ને શુભ ચોઘડીયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મુરત જોઇ લગ્ન લખ્યાં તોય રંગભરેલી રોળાય-પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય—પ્રભુ૦

* * * *

મુને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હર્તા—ટેક૦
વહાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો (૨)
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરિવર૦
વહાલાજી મારા કાળી નાગે તે ફંદ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ—હરિવર૦

વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ—હરિવર૦
વહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર૦
વહાલાજી મારા પાંચાળી સભામાં પોકારે (૨)
ચીર પૂર્યાં પૂર્ણ મુરારે રામ—હરિવર૦
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા (૨)
પિંગળાના પ્રાણજ પ્યારા રામ—હરિવર૦

* * * *

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો
તમે સર્વને સુખનો સાજ દીધો
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા
દયાળુ તમોને નમું દેવદેવા.
તમે પૃથ્વી સાથે સજર્યાં સર્વ પ્રાણી
તમે વેદવિદ્યા વિશેષે વખાણી
તમે માણસોને દીધા મિષ્ટ મેવા
દયાળુ તમોને નમું દેવદેવા
તમારા ગુણો શેષ મહેશ ગાવે
તમારા પુરા પાડનો પાર નાવે
તમે છો ત્રિલોકી તણા તાત જેવા
દયાળુ તમોને નમું દેવદેવા

ભજે શેષ ને શારદા ચંદ્ર ઈંદ્ર
ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર
સદાશિવ જેવા સજે નિત્ય સેવા
દયાળુ તમોને નમું દેવદેવા.

* * * *

જગમાં નરનારીને સત્ય વચન એક પાળવું રે
હરિના ચરણ કમળમાં ચીતડું સદા ચોંટાડવું રે
એવો નામતણો પરતાપ તે સાચો માનવો રે
સાખી—નામે કંઈ નર તારીયા અને કંઈકનાં કીધાં કામ
રોહીદાસની લીધી પાતળી એવા છો ઘનશ્યામ
નામે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપીઓરે—
જગમાં નરનારીને૦

નામે નામદેવ ભગતની છાપરી છાઇ વહાલે હાથ
સેના માટે સનમુખ રહી નાઈ કહેવાયા નાથ
નામે નાઈ થઈને રાજા મોહોલે પધારીયા રે—
જગમાં નરનારીને૦

પ્રલ્હાદને ઉગારીઓ અને સ્થંભમાં કીધો વાસ
હિરણ્યાકશ્યપને મારીયો અને ઉગાર્યો નિજ દાસ
નામે પંચાલીનાં પ્રેમે પટકુલ પૂરીયાં રે—
જગમાં નરનારીને૦

તાતી કઢા શીતલ કરી સુધન્વાને કાજ
સાગરમાં રાખ્યો બુડતો રામ કહેવાં ગજરાજ
એવાં શબરી બાઈનાં એઠાં બોર આરોગીયા રે-
જગમાં નરનારીને૦

ભાજી વિદુરની જમ્યા રાખી સંતોની લાજ
કરમાનો ખાધો ખીચડો ન જાત કોઈ મહારાજ
એવાં સુદામાનાં સંકટ સરવે કાપીઆ રે-
જગમાં નરનારીને૦

પાંચ પાંડવ ઉગારીયા ટીટોડીનાં બાળ
યુદ્ધ લીધું જેમલ તણું અને સહાય કરી ગોપાલ
એવાં મંજારીનાં બાળ તમે ઉગારીયાં રે-
જગમાં નરનારીને૦

મીરાંનું વિષ અમૃત કર્યું અને પૂરી મનની આશ
અનેક ભકત ઓધારીયા એમ ગાયે ગંગારામ દાસ
એવા અનેક ભકતને અલબેલે ઓધારીયા રે-
જગમાં નરનારીને૦

## સૌનું ભલું ઇચ્છવા વિષે.

દુનિયામાં દુઃખ નિવારો રાજ દયા કરોને હવે દીનબંધુ
જન પામ્યા છે પીડા પાકી-૨
બનવાની ન રહી બાકી રાજ-દયા કરોને૦
આ સંકટ તો નથી સહેવાતું-૨
નજરે જોયું નથી જાતું રાજ-દયા કરોને૦

ઓ ઇશ્વર છો તમે ઇન્સાફી–૨
મહારાજ કરો હવે માફી રાજ–દયા કરોને૦
સૌ પામ્યા છે શિક્ષા પૂરી–૨
તેમાં જોતા નથી અધુરી રાજ–દયા કરોને૦
ફરીથી મનમાં કોઈ નહિ ફૂલે–૨
ભવમાં આ દુઃખ નહિ ભૂલે રાજ–દયા કરોને૦
સુખ પામો સૌ ગામો ગામે–૨
દીધી આશીશ દલપતરામે રાજ–દયા કરોને૦

*     *     *     *

જનના સકળ કલ્યાણનો ભંડાર હરિનું નામ છે–ટેક
કલિમલતણાના ગંજમાં અંગાર ,, (૨)
પાવનતાણું પાવન જગતમાં શ્રેય ,, (૨)
પંથે પરમ પદને જતાં પાથેય ,, (૨)
કવિવરોને વાણી તણો વિશ્રામ ,, (૨)
સંતોતણું જીવન પરમ સુખ ધામ ,, (૨)
સદ્ધર્મરૂપી વૃક્ષનું શુભ બીજ ,, (૨)
સંસારમાં સંજીવની મૂળીજ ,, (૨)
દુર્લભ મનુષ્યદેહ કેરો લ્હાવ ,, (૨)
ભવસિંધુ પાર તરી જવા દૃઢ નાવ ,, (૨)
આ સ્વપ્નવત્ સંસારમાં નવનીત ,, (૨)
હરિદાસના હૈડાતણું તાવીત ,, (૨)

*     *     *     *

આટલો સંદેશો મારા સદ્‌ગુરુને કહેજો
સેવકના અંતરની દીલ ધરશો—સંદેશો મારા સદ્‌ગુરુને કહેજો.

શાંતિ દાતાર છો સચ્ચિદાનંદ સ્વામી,
મનના મનોરથ પૂરણ કરશો —સંદેશો.

મનડું ભયંકર ત્રણે તાપે તપે છે,
શાંતિ ગંગામાં ક્યારે નહાશે —સંદેશો.
અમૃતપર બેસી ઘડીમાં વિષ ઉપર જાય છે,
સ્થિરતામાં વાસો ક્યારે થાશે —સંદેશો.

કોઇક સંસ્કારે શરણું મળિયું છે આપનું,
કૃપા કરીને દોષ કાપો —સંદેશો.

અજ્ઞાની જીવ જરીયે જ્ઞાન ન જાણે,
અખંડાનંદ આશીષ આપો —સંદેશો.

ક્યારે વૈરાગ્ય થાશે નક્કી જે નીર્મળો,
દયા કરીને ઉત્તર દેજો —સંદેશો.
જે જે પ્રકારે પ્રભુ પ્રસન્ન થાઓ છો,
તે તે કહેવાનું સર્વે કહેજો —સંદેશો.
પાછા નવ પડીએ છેલ્લી ટુંકે જૈ અડીયે,
જબરી હીંમત એવી જોઇએ —સંદેશો.
કહે હરિદાસ હરિકૃપાથી, પરબ્રહ્મ સાથે ચિત્ત પ્રોઇયે—સંદેશો.

* * * *

સાચી પ્રીત તે શ્યામ સાથે નિભાવજો, ફરી તમે આવજો,
સુખના સંદેશા ફરી કોઈ સાથે કહાવજો, ફરી તમે આવજો.

રસના રૂપાળીને રામ રટાવજો, ફરી તમે આવજો,
મનથી મોહનસંગ મોરચો મચાવજો, ફરી તમે આવજો.

રાધાના સ્વામી સંગે રાસ રચાવજો, ફરી તમે આવજો,
ગિરધર ગોવીંદ ગાઈ ગામ ગજાવજો, ફરી તમે આવજો.

જ્યોતિ સ્વરૂપ જાપ જીભે જપાવજો, ફરી તમે આવજો,
હૃદિયામાં હરિનામ હીરા જડાવજો, ફરી તમે આવજો.

રામ રંગથી રંગેલ અમને રંગાવજો, ફરી તમે આવજો,
બ્રહ્માનંદ ભોગી તમે ભક્તિ વધારજો, ફરી તમે આવજો.

## સ્મરણ વિષે.

સુમરન બિના સુખ નહિ પાવેગા; (૨)
નહિ પાવેગા, નહિ પાવેગા. (૨) ટેક.

ભવસાગરમેં ભટક મરેગા [૨]
જો ગુરૂવાક્ય બિસારેગા—ભલા જો૦—સુમરન૦

કુંભી પાક આદિ નરકમેં [૨]
યમકિંકર લે જાવેગા—ભલા યમ૦—સુમરન૦

અજપા જાપ નાવ ભવજલતેં [૨]
પલમાંહિ પાર પહોંચાવેગા—ભલા પલ૦—સુરમન૦

ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન્ય [૨]
ફેર જન્મ નહિ આવેગા—ભલા ફેર૦—સુમરન૦
નિમલવિશદ નિત્ય શ્રી સદગુરૂકો [૨]
દેવ કૃષ્ણ યશ ગાવેગા—ભલા દેવ૦—સુમરન૦

* * * *

દિલ લગાય રામ ફકીરીમેં—ટેક.
રામ ફકીરી અદલ ફકીરી (૨) ચારો ખુટ જાગીરીમેં—દિલ૦
જો સુખ મિલતા રામ ભજનમેં (૨)
સો સુખ નાહી અમીરીમેં—દિલ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨)
સાહેબ મિલતા સબુરીમેં—દિલ૦

## પ્રભુ ભજવાની જરૂરીઆત વિષે.

નરતન પાય જતન કર ઐસે, જિસ્મેં વો કિરતાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિ વારંવાર મિલે.
બને હે પૂરબ કે કર્મ કુછ ઉન્હીકી હે યહ પ્રભુતાઈ;
જો તૂને સંસારમેં હૈ યહ સુંદર નર દેહી પાઇ.
પાયકે ઐસી કંચન કાયા, ભજન કરો હરિકા ભાઈ;
જન્મ જન્મકી બીગડી બાત, સબ ઈસી જન્મમેં બન જાઇ.
સુખ દુઃખ ભોગ પિતા ઔર માતા, ઔર સકલ સંસાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિં વારંવાર મિલે.
મિલા તુઝે અનમોલ રત્ન યે, અબ ઉપાય તૂ ઐસા કર;

ત્યાગ સકલ કામના જગતકી, હિત ચિતસે હરિ નામ સુમર.
વાસુદેવ ભજ નારાયણ તું, કૃષ્ણ કૃષ્ણ ઔર કહો હર હર;
જીતે યે ભવસિંધુ જગતસે, ક્ષણમેં જાયે પાર ઉતર.
જન્મ મરણ નહિ હો તેરા, નહિં જગમેં ફિર અવતાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિં વારંવાર મિલે.
કર વિચાર મનમેં અપને તૂ, કિસ કારણ જગમેં આયા;
કિસ કારણ સંસારમેં તુઝકો, મિલિ હૈ યહ કંચન કાયા.
જિસને કુછનહિ ભજનકિયા, નહિ મુખસે ગુણ ગોવિંદ ગાયા;
સુંદર જન્મ ગઁવાય વૃથા વો, અંતકાલ ફિર પછતાયા.
લખ ચોરાસી ફિરે ભરમતા, યમદુતોંકી માર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિ વારંવાર મિલે.
દુર્લભ યે જામા નરકા હઈ, મિલા બડા સંયોગોંસે;
દેવીસીંહ કહતા હઇ સદા સમઝાયકે યે સબ લોગોંસે.
ભજન કરો આનંદ રહો ઓર, છુટો સુખ દુઃખ ભોગોંસે;
હર્ષ સદા મનમેં વ્યાપે ઓર શુદ્ધ ચિત્ત રહે સોગોંસે.
બનારસી કહઈ ઓર જન્મમેં, નહિ ઉસકા દીદાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિ વારંવાર મિલે.

## ઇશ્વર સ્મરણ વિષે.

રામ કૃષ્ણકા સુમરન કરનેસે, પાતક સબ જાતે હઇ,
ધન્ય વહી નર હઇ કિ જો કોઈ, રામકૃષ્ણ ગુણ ગાતે હઇ.

મેંને પાપ કિયે બહુ તેરે, જીસકા કુછ નહિં આદિઅંત,
વિષય વાસનામેં ડુબા, ઔર ઝુઠ મુઠ કહે લાયા સંત;
કામ ક્રોધ મદ લોભ મોહ યે, પાચોં મેરે બને મહંત,
ઇનહીકે વશ રહા રાતદિન, સદ્ગુરૂકી નહીં પઢી પઢંત;
યુવા અવસ્થામેં નહિ સમઝે, વૃદ્ધ ભયે પછતાતે હઈ,
ધન્ય વહી નર હઈ કિ જો કોઇ, રામકૃષ્ણ ગુણ ગાતે હઇ.
માતા–પિતાકા કહા ન માના, પઢા ન પિંગલ વેદ પુરાણ;
બના કવીશ્વર હુંઉ મેને ઔર દગ્ધ છંદ કિએ બહુત બખાન.
મેંને કહા મેં પરમેશ્વર હું એસા મુઝે વ્યાપા અભિમાન;
સત્ય ન બોલા ઉમ્ર ભરમેં, બકા બહુતસા ઝુઠ તુફાન.
ધન પાયા તો ધર્મ કીયા નહીં, ભીખ માંગ અબ ખાતે હઇ;
ધન્ય વહી નર હઈ કિ જો કોઇ, રામકૃષ્ણ ગુણ ગાતે હઈ.
બ્રહ્મહત્યા યા બાલહત્યા, યા કરે જો કોઈ ગોહત્યા;
રામ ભજનસે દૂર હો જાવે, નહીં ફીર હોવે હત્યા.
મૈંને જીવ બહુતસે મારે, લાગી જો વહ મુઝકો હત્યા;
કૃષ્ણ દહેસેં ભસ્મ હો ગઈ, કરી જો જો મેને હત્યા.
અપના બીતા હાલ સુનો, હમ સબકો સત્ય સુનાતે હઇ,
ધન્ય વહી નર હઈ કી જો કોઇ, રામકૃષ્ણ ગુણ ગાતે હઈ.
સબ અપરાધ ક્ષમા કર, મેરે રામકૃષ્ણજી વારંવાર;
તુમ હો દયાનિધિ દયા કરકે, પ્રભુજી કર દો મેરા ઉદ્ધાર.

અધમ પાપિયોંકો તારા, અબ મુઝકો ભી તુમ દીજે તાર;
આગે મરજી આપકી જો કુછ, ચાહે સો કરિયે કરતાર.
અબ મુઝસે કછું બન નહિ પડતા, આપકે ભજન બનાતે હુઈ;
ધન્ય વહી નર હુઈ કિ જો કોઈ, રામકૃષ્ણ ગુણ ગાતે હુઈ.
જો જો પાપ કિયે મૈંને પ્રભુ તુમ જાનો યા જાને હમ;
ઓર કોઈ કયા જાનેગા ઓર કિસકે આગે કહું મરમ.
દેવીસીંહ તર ગયે પાપસે, જો જો અપના કરા કરમ,
શ્રીગંગાકે તીર તનુ ત્યાગા જાને બાત એ કુલ આલમ.
બનારસી કહે હમભીતો, ઉનકે મુરીદ કહલાતે હુઈ;
ધન્ય વહી નર હુઈ કિ જો કોઈ, રામકૃષ્ણ ગુણ ગાતે હુઈ.

## નામ સ્મરણના માહાત્મ્ય વિષે.

હર જગે પૈ દેખા, કહીં નહી તું દેખા;
જહાં યાદ, હૈ તેરી, વહીં વહીં તું દેખા.—ટેક.
જાજાકર ગંગા સાગર સિંધુ નહાયા;
મૈં તેરે ઇશ્કમેં ચારોં તરફ ઉઠ ધાયા.
નહીં મૈંને પ્યારે ઔર કહીં તુ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૧
જંગલ વસ્તી સબ ઉજાડ હમને છાના;
નહિં દેખા તુઝકો દેખારે સભી જમાના.
કોઈ મતવાલા કહતા હૈ કોઈ મસ્તાના;
જો જો કૂછ જિસને કહા વો હમને માના.

ખુબ ખુબ ફિરા દર દરકા હુઆ દિવાના;
નહિં પાયા પ્યારે તેરા કહીં ઠિકાના.
અબ યાદ કરી તો દિલમેં યહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા—૨

સર પટક પટક કર પહાડ પર દે મારા;
ઔર આહા આહા કર કરકે બહુત પુકારા.
દેખો દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા;
સરતાપા સબકો દેખ દેખ કર હારા.
ઘરબાર તજા આલમસે લિયા કિનારા;
જેસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યે બાતેં હમકો યાદ રહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૩

સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા;
ઓર ફકીર બનકર ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઓર ડાલી ડાલા;
હે સબમેં તૂ ઓર સબસેં રહે નિરાલા.
યહ બનારસીકા કલામ રેસકા ઢાલા;
હે અરજ મેરી યહ સુનો નંદકે લાલા.
તુઝ પર દિલ આશક હુઆ તભી તૂ દેખા;
જહાં યાદ હે તેરી વહીં વહીં તૂ દેખા.—૪

## થાળ.

આવો આવોને દીન દયાળ, દુખડાં હરવાને;
મેં પ્રેમે પીરસ્યો થાળ, ભોજન કરવાને.
તમે જગત જીવાડણ નાથ, હેત ધરી આવો,
હું દુર્બળ જોડું હાથ, મુજ મન એ લ્હાવો.
તમે ભકત તણી સંભાળ, લીધો હું જાણું રે;
છો રંક તણા પ્રતિપાળ, હું શું વખાણું રે.
તમે ભીલણ કેરાં બોર, હેતે હરિ લીધાં;
ઋષિ કેરાં ઉત્તમ અન્ન, અંગીકૃત નહિ કીધાં.
સુદામા તણાં તાંદુલ, અમૃત સમ ગણીઆ;
તેને રિધસિધ દીધી અનેક, કંચને ઘર ચણીઆ.
પ્રભુ વિદુરજીને ઘેર, જમી આવ્યા ભાજી;
દુર્યોધનનાં મિષ્ટાન, હરિ દીધાં ત્યાગી.
વળી કરમાબાઇનો ખીચ, જાણું તમે જમીયા;
સબળ પર નહિ ચિત્ત, નિજ જન મન ગમીયા.
એવાં જોઇ અતિ દ્રષ્ટાંત, મુજ મન રાચું છું;
હું દુર્બળ કેરૂં અન્ન, લીયો એ યાચું છું.
આતો સુક્ષ્મ છે રે પ્રસાદ, નહિ પડશે ભારી;
પૂરો નિજ જન કેરી આશ, સુણી વિનતી મારી.
જળ પાત્ર ધર્યું છે પાસ, પાન કરો પ્રીતે;
વળી તાંબુલનો મુખવાસ, મેલ્યો જગ રીતે.

પ્રભુ પ્રીતે કરૂં સાષ્ટાંગ, મન માની લેજો;
નરસિંહ જાણી નિજ અંગ, દાન ઉંચા દેજો.

*　　*　　*　　*

સિયારામ હનુમેકા ભજા, જીસકી જવા હર આ ગયા;
વો મુક્ત-જીવન હો ગયા, ચારો પદારથ પા ગયા.
છુટા ભક્ત પ્રહ્લાદને, હરિ નામકે પરતાપસે;
નરસિંહ હો દર્શન દિયા, ત્રણુ લોકમેં જસ છા ગયા.
થી વો જો શબરી ભીલની, જીન પ્રેમસેં સુમરણુ કિયા;
શ્રીહરિ ઘર આકે ઉસ્કે, હાથસોં ફલ ખા ગયા.
છા રહી કીર્તિ વીમલ, ભરપૂર યા સંસારમેં;
અબકે આનંદ તુલસી; રામ-રસ બરસા ગયા.

*　　*　　*　　*

વિઘ્ન હરન ગવરી કે નંદન, સમરૂં સદા સુખકારી-ટેક.
જીસી સુમરનસે પાપ કટત હે, નિરમલ હો મતિ મોરી-વિ૦
અગુન બહોત ગુન નહિ એક, માફ કરો ચુક મોરી-વિ૦
નિરમલદાસ સંતનકો સેવક બિનતી કરૂં મેં તોરી-વિ૦

*　　*　　*　　*

શ્રી ગણુપતિ ગણુ મહારાજા, તુમ રખલો મોરી લાજા,
પ્રભુ તુમ રખલો મોરી લાજા—ટેક.
સર્વ દેવનમા હો તુમ દેવા, પ્રથમ પહેલી તુમારી સેવા;
ફળદાયક ફળ હો તુમ દેવા, એસેહો મહારાજા—તુમ૦

મોર મુકુટ મકરાકૃત કુંડળ, એકદંત અતિ શોભિત ઉજવળ;
લંબી સુંઢ દુંદાળે અતિ બળ, એસેહો મહારાજા—તુમ૦
વિઘ્ન હરન ગવરીકે નંદન, તારણ તરણ અસુર નીકંદન.
ભાલ તીલક ઓર કેશરી ચંદન, એસે ગરીબ નીવાજા-તુમ૦
રૂગનાથસીંગજી ગુણકુ ગાવે, લઈ ચંગસે તાર મીલાવે;
ફતેહસીંગ ભજનમેં ગાવે, એસેહો પ્રતીપાલા—તુમ૦

* * * *

રણુજણુ રણુજણુ ચલો મેરે દાતા,
દયા ભાવે મન ભોળાજી. ટેક.
શુદ્ધ બુદ્ધ નારી તારા ચમર ઢોળે હે દાતા,
મેરૂ કરોને મોરારીરે. હે ગુણ૦
રીઝા ગુરૂદેવ સુંઢાળા
ખોલ્યાં મારા રૂદીયાના તાળાં;
પાર્વતીનો પુત્ર તો કહીએ દાતા,
પીતા શંકર દેવારે રીઝા ગુરૂ. હે ગુણ૦
ગ્રંથ સીંદોરના ચડે રંગ ચોળાં,
કંથડે ફુલડાની માળાજી રીઝા ગુરૂ;
કાનુંમેં કુંડળ જળકંત આવે હે દાતા,
દર્શન દીયે તે દેદારા રીઝા ગુરૂ. હે ગુણ૦
સંત સાધકે રાજાજી બનાવ દે.
જામે બેઠા હે ગુરૂ મેરાજી;

કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા;
સુન સબર ઘઢ ઘેર્યો રે રીઝા ગુરૂ. હે ગુણુ૦
રેવાદાસ કેરી સેવા બનાઈ લે.
હરદામા હુઆ અજવાળાજી;
ભાવદાસના બોલ્યા રામદાસ,
પ્રગટ કરીને પોકાર રીઝા ગુરૂ. હે ગુણુ૦

* * * *

કર મન ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર;
બેડલો પ્રભુ ઉતારે ભવપાર, કર મન ભજનનો વેપારજી—ટેક
પ્રથમ સમરૂં ગણુપતિ, સરસ્વતિને લાગું પાયજી;
દેવના ગુરૂ દેવને સમરૂં (૨) જ્ઞાની જ્ઞાન બતાય—કર મન૦
હાડ જલે જેમ લાકડાં, અને બાલ જલે જેમ ઘાસજી;
કંચન વરણી કાયા જળસે (૨) કોઈ ન આવે પાસ—કર મન૦
શેરી લગણુ તો સુંદરી, ઝાંપા લગણુ માબાપજી;
તિરથ સુધી બંધવો ભાઈ (૨) ખોરીને બાળે હાડ—કર મન૦
માતા તારી જનમ રોસે, બેની બારે માસજી;
તેરે દિવસ તારી ત્રીયા રોશે (૨) જાશે ઘરની બહાર—કર મન૦
જ્યાં સરોવર નીર ભરીયાં, પ્રથમ ન બાંધી પાળજી;
નીર સઘળાં વહી જાશે (૨) પાછળથી પસ્તાય—કર મન૦
મારૂં મારૂં મીથ્યા જાણે, જુઠો જગ વેહવારજી;
નરસીંયાના નાથને ભજીલે (૨) ઉતરે ભવ પાર—કર મન૦

* * * *

લોભી આતમને સમજાવે;
મારા સદ્ગુરૂજીને; રૂડાં જ્ઞાન બતાવેજી—ટેક.
હંસલા મેલીને; બગલાને કોણ સેવે,
બગલા, બાહિર ધોળાને મનના મેલા—મારા૦
હીરલા મેલીને, પથરાને કોણ સેવે;
પથરા બાહિર ભીનાને અંદર કોરા—મારા૦
કેસર મેલીને, કેસુડાને કોણ સેવે;
કેસુડા, બાહિર રાતાંને, મુખના કાળા—મારા૦
સુગરા મેલીને; નુગરા કોણ સેવે;
નુગરા, નિશ્ચે નરકે, લઈ જાવે—મારા૦
સોભાજી, ચેલો દેવો પંડીત બોલ્યા;
મારા, સંતોનો, બેડલો સવાયો—મારા૦

*  *  *  *

ના વિસારીએ રૂડા, હ્રુદયમાંથી રામ, ના વિસારીએ—ટેક.
હરતાં જઇએ, ફરતાં જઈએ, કરીએ ઘરનું કામ;
હરીગુણ ગાતાં, જીભલડી તુંને, શું બેસે છે દામ—ના વિ.
પગ આપ્યા, તિરથ કરવા, હાથ સેવા કરવા સ્યામ;
નયન આપ્યા, પ્રભુ નીરખવા; કીરતન સાંભળવા કાન—ના વિ.
હું તુને વારૂં, જીભલડી તું, મેલ્યને આળ પંપાળ;
એક દીન એવો આવશે, જેમ માતા વછોડે બાળ—ના વિ.

માનવનો, અવતાર ફરી ફરી, નહી મળે મન માન;
આવ્યા તેવા; ચાલતા થાશો; મુકી માન ગુમાન ગુમાન—ના વિ.
કેશવ કહે; સાંભળ પ્રાણી, કહેવું મારૂં માન;
અડધે વચને; આપ્યું છે; ગજ ગુણીકાને વૈમાન—ના વિ.

* * * *

જીવણ મારો, હંસલો ગંગાજીમાં, નાહ્યોરે ગુરૂજી;
ભુલ્યા નર ભીંતુમા ભટકાયારેજી—ટેક.
પોતાના મંદરીયાની, ખબર નથી પડતીને,
પારકે મંદીરીયેથી પાછોજ વળીયો.
ઇતો લક્ષરે ચોરાશીમાં જાયરે ગુરૂજી—ભુલ્યા.
સુમની પેઠે મુરખે, માયા ભેલી કીધીને,
ના તો ખરચે ને નવ ખાયરેજી;
જમડા આવશે જ્યારે જીવડો લેવાને,
એના જીવડારે મુક્તિ ન હોયરે ગુરૂજી—ભુલ્યા.
શુંરાને સાધુ એ તો, સનમુખ રહેશેને,
કાયર કંપે મનમાંયરે જી;
મુરખ નરને ઘણું સમજાવો,
ઇતો ગાફલ ગોથાં ખાયરે ગુરૂજી—ભુલ્યા.
એક દિન અબળાને મોહોલે તો પધારોને,
દાસી તમારાં ગુણ ગાયરેજી;
દાસી જીવણ સંતો ભીમ કેરે ચરણે,
એતો મીઠા મીઠા અમીરસ ખાયરે ગુરૂજી—ભુલયા.

મળ્યો મનુષ્ય અવતાર, માંડ કરીને,
તેં ભજ્યા નહીં ભગવાન, હેત કરીને,
અંતે ખાશો જમના માર, પેટ ભરીને.
તેથી રામ નામ સંભાર
ગઈ પળ પાછી ફેર ન આવે, મુરખ મુંઢ ગમાર;
ભવસાગરની ભુલવણીમાં (૨) વીતી ગયા જુગ ચાર;
ફેરા ફરીને—મળ્યો મનુષ્ય.
જઠરા અગ્નીમાં જુગતે રાખ્યો, નવ માસ નીરધાર;
સ્તુતી કીધી અલબેલાની (૨) બાર ધર્યો અવતાર.
માયામાં મોહીને—મળ્યો મનુષ્ય.
કલીયુગ કુડો રંગે રૂડો, કહેતા ન આવે પાર;
જગ તપ તિરથ કછું ન કરીયા (૨) એક નામ આધાર.
કૃષ્ણ કહીને—મળ્યો મનુષ્ય.
ગુરૂ ગમ પાયો મનમેં સાચો, જુગ્તિ કરી કરી જદુરાય;
ગંગાદાસકુ જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ,
દયા કરી—મળ્યો મનુષ્ય.

*   *   *   *

મન કરી લેને વિચાર, જીવન થોડા:
તારા હરિ કથાની માંહે, કાન છે બોડા
અંતે જાશો જમપુરી માંહે, જડશે જોડા.
તેથી રામ નામ સંભાર.   ટેક.

મોર મુગટ ધર્યો શીર ઉપર, દર્પણ કર મોઝાર
વંઢ વિંટીનું હાર ગળામાં (૨) ખુબ ધર્યો શણગાર,
પગમાં તોડા મન કરી લેને
હસ્તિ ઉપર કઉક અંબાડી ખમા કહે છડીદાર;
રથ મિંયાના ઉંટ પાલખી, (૨) કહેતાં ન આવે પાર
ચડવા ઘોડા—મન કરી લેને.
લોભ ન મુકે કામ, ન ચુકે, ઘર ધંધાની માંય;
મુરખ મનવા કહ્યુ ન બુઝે (૨) તિરથ ગમનની માંય
પાંવ છે ખોડા—મન કરી લેને.
સંસાર સાગર મહાજળ ભરીયો રામનામકો ઝાઝ,
ગંગાદાસકું જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ,
ખરાની વેળા—મન કરી લેને.

* * * *

ચેતી લે તું ટાંણે જાવું છે મસાણે;
મંહોબત મેલી મનાવા જાવું છે મસાણે—ટેક.
જમડા આવે જ્યારે, જીવડો લેવાને
ભોજન ભરીયાં, રહી જાશે ભાણે—ચેતી લે તું.
કાળ અચાનક જાશે ઉપાડી;
જરૂર જવાનું છે ઓચીંતે આણે—ચેતી લે તું.
સુત વીત્ત નારી મીત્ર તેમાંથી;
પ્રિતું તજવી પડશે પરાણે—ચેતી લે તું.

પ્યારે રામ શ્વાસે, શ્વાસે સમરીલે,
અવસર નહીં મળે, ખરચે નાંણે—ચેતી લે તું.

*  *  *  *

માને છે મારૂં મારૂં રે—જાગીને જોને—
તલભાર નથી કાંઇ તારૂં રે—જાગીને જોને૦
માણેકને મોતી કેરી—દુકાનો જેણે માંડી,
હીંડયા લઇ ફુટી હાંડી રે—જાગીને જોને૦ માને છે૦
સંચરતા હાથી ઘોડા—હજારો જેની સાથે,
તે ચાલ્યા ખાલી હાથે રે—જાગીને૦
ભંડાર ધનના ભરીઆ—ભૂપાળે ભજવી ભાલા,
તે ચાલ્યા ઠાલા માલા રે—જાગીને૦
કીરતીઓ જેના નાણા—ની સંભળાતી કાને,
તે સુતા જઇ સમશાને રે—જાગીને૦
સંસાર સઘળો દેખી—ને ડરતો જેની શહેમાં,
તે ચોંટયા જઇને ચહેમાં રે—જાગીને૦
રૂષિરાજ કહે રૂદિયામાં—રહેનારો જેથી રીઝે,
કામો તો એવા કીજે રે—જાગીને૦

*  *  *  *

હાંરે હરિ! તમે મારા ને હું તમારો,
જાણી પોતાને મને તારોરે—હરી તમે૦
મ્હાનું તમારૂં માટે શરણેરે લેજો,
અવગુણ નવ જોશો મારોરે—હરી તમે૦ (૧)

મને તો વ્હાલું હરિનામ તમારૂં,
સંસાર લાગે બધો ખારોરે—હરી તમે૦ (૨)
કામ ક્રોધ મારી કેડે પડયા છે,
કુડ કપટ મારાં ટાળોરે—હરી તમે૦ (૩)
મહેર કરીને મહારાજ પધારો,
અંત સમે એક દહાડોરે—હરી તમે૦ (૪)
દાસાનો દાસ કહે ગુરૂની કૃપાએ,
આવ્યાં કારજ મારાં સારોરે—હરી તમે૦ (૫)

* * * *

હાંરે-હરિના ગુણ ગાઈ લ્યોને-ઘડી ઘડીરે-કાયા કેઈ પેર જાશે પડી·
વ્હાલા ગુણ ગાઈ લ્યોને ઘડી ઘડીરે— ,,
હરીના ગુણ ગાઇ લ્યોને ઘડી ઘડીરે— ,,
રાત દિવસ ધંધામાં રજળ્યો, નિંદા કથા મુખ જડી;
જોબનમાં જનમારો ખોયો (૨) તારી મહેનત માથે પડી—હરિના૦
સોનાની ચાખડીએ ચડતો, તે હીરે ને રત્ને જડી;
વાંકી ફેંટો કલંગીવાળો ભાઈ (૨) જમડા જાશે જડી.—હરિના૦
પેરણ પીતાંબર પલંગે પોઢતો, ને ઓઢણ તો પામડી;
આલોક સુખમાં ઉંઘી રહ્યો તું તો (૨) (પણ) તારે માથે પડશે તડી
હરિના૦
નાડી ખેંચાશે ને જીભ ઝલાશે, ત્યારે નીર નહિં ઉતરે નળી;
હજાર વીંછીની વેદના થાશે (૨) જ્યારે સોઈ દીન આવશે ચડી. હરિના૦

મળ્યું ઘણું પણ વાપરી ન શકયો, ને દાટી બેઠો દળી;
ભોજો ભગત કહે અંતે તેની, બાંધી ચાલ્યા ડાકડી–ગોવિંદના૦
વ્હાલાના ગુણ૦ બાપાના ગુણ૦

* * * *

હરિનામ સુમર સુખધામ, જગતમેં જીવન દો દિનકા—[ટેક]
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા;
સબી છોડ કર ચલા મુસાફર (૨) વાસ હુવા વનકા—જગતમેં૦
સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા;
છુટા શ્વાસ બિખર ગઈ દેહી (૨) જ્યૌં માલા મનકા—જગતમેં૦
જોબન નારી લગે પીયારી, મોજ કરે મનકા;
કાલબલીકા લગે તમાચા (૨) ભુલ જાય ઠમકા—જગતમેં૦
યહ સંસાર સ્વપનકી માયા, મેલા પલ છીનકા;
બ્રહ્માનંદ ભજન કર બંદે (૨) નાથ નિરંજનકા—જગતમેં૦

* * * *

તુમ જાય બસે મોહન મથુરા, ગોકુલ કબ આવોગે.
નાથ ! ગોકુલ કબ આવોગે–હાં–તુમ–જાય૦
મોર મુગટ પીતાંબર માળા, ગલ પહરાવોગે;
જમુના તટપર ગ્વાલનકે સંગ, ધેનુ ચરાવોગે—નાથ૦ તુમ૦
મીઠી ધૂનસેં શ્યામ મનોહર, બેનુ બજાવોગે;
બ્રિદ્રાબનકી કુંજ ગલિનમેં, રાસ રચાવોગે—નાથ૦ તુમ૦

છીન છીન અખિયનસેં દધિમાખન, કબ અબ ખાવોગે;
રાધા પ્યારિ શોચ કરે મન, ફિર મિલ જાવોગે—નાથ૦ તુમ૦
અખિયાં તરસ રહી દર્શનકો, કબ દિખલાવોગે;
બ્રહ્માનંદ હમારે મનકી, આશ પુરાવોગે—નાથ૦ તુમ૦

* * * *

બોલમા બોલમા બોલમા રે
રાધાકૃષ્ણ વિના બીજું બોલમા
સાકર સેરડીનો સ્વાદ તજીને,
કડવો તે લીંમડો છોલમા રે—રાધાકૃષ્ણ૦
ચાંદા સુરજનું તેજ તજીને;
આગીયા સંગાતે પ્રીત જોડમા રે—રાધાકૃષ્ણ૦
હીરા માણેક જવર તજીને;
કથીર સંગાતે મણી તોલમા રે—રાધાકૃષ્ણ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
શરીર આપ્યું સમતોલમા રે—રાધાકૃષ્ણ૦

* * * *

સીતાપતિ રામની સેવા, જાણો મન મીઠા મેવા;
કમાઈ તું શી કમાયો, ગીરધર લાલ ન ગાયો. ૧-સીતાપતિ૦
બેઠાં બેઠાં ફેરવ્યું નાણું, ન જાણ્યું રાત કે વ્હાણું;
માળા તને ન ગમે દીઠી, નિંદા તને લાગે મીઠી. ૨-સીતાપતિ૦
ડહાપણે તો દાટ વાળ્યો, ધરમનો મારગ ટાળ્યો;
ચતુરાઇ ચૂલે ચડી, હરિ ભજવાની ઘડી. ૩-સીતાપતિ૦

જોબનીયું અટકું લટકું, ઘડી એક ચારનું ચટકું;
જુવાનીના જોરમાં માતો, હીંડે જાણે રંગમાં રાતો. ૪–સીતાપતિ૦
કાયા તારી કાચનો કૂપો, કાળ તને ખાય છૂપો;
પરપોટો ફૂટી જશે, શી ગતી તારી થશે. પ–સીતાપતિ૦
આવ્યો ત્યારે લાભ લેવો, બેઠો અહીં મુળગું ખોવા;
આવ્યો તારે બાંધી મૂઠી, જમડા તને લેશે લુંટી. ૬–સીતાપતિ૦
[ રાવણ જેવા હઠી ગયા ] વિગેરે.

* * * *

હું તો પરણિ—હું તો પરણિ—હું તો પરણિ—
મારા પ્રીતમની સંગાત, બીજાનાં મીંઢોળ નહીંરે ધરૂં—હું તો પરણિ૦
ઘઉં ચોખલીઆ રાણા, નથી મારે જમવારે;
ટુકડા માંગીને અમે ખાઇશું—અમે ખાઇશું (૨) હું તો પરણિ૦
હીરના ચીર રાણા ! નથી મારે પહેરવારે;
ધોળા પહેરીને અમે ફરશું—અમે ફરશું (૨) હું તો પરણિ૦
મોતી કેરી માળા રાણા, નથી મારે પહેરવીરે;
તુળસીથી માળા પહેરી ફરશું—અમે ફરશું (૨) હું તો પરણિ૦
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વ્હાલા;
તમને ભજીને થઈ છું ન્યાલ—હવે ન્યાલ—સદા ન્યાલ
—હું તો પરણિ (૨)
એક એક શ્વાસો મારો સવા સવા લાખનો–પ્રેમ કેરે દોરડે પરોવું,
હું તો ભૂલી—હું તો ભૂલી (૨)—મારા અંતયામી રામ—
સંસાર આરે હો સખી. વિગેરે

## મૂરખ કોણ ?

મૂરખો રળી રળી કમાણોરે–માથે મેલશે મોટો પાણો;
ધાઈ ધૂતી ધન ભેળું કીધું, અને કોટી ધ્વજ કેવાણો;
પુણ્યને ખાતે પાઈ ન વાપરી, અપવ્યયમાં લુંટાણોરે–મૂરખો૦
ભર્યા કોઠાર તારા ધર્યાજ રહેશે, અને નહિં આવે સાથે એક દાણો;
મશાણની રાખમાં રોળાઇ ગયા, કોણ રંક ને કોણ રાણોરે–મૂરખો૦

## હરિ ક્યાં વસતા હશે ?

હાંરે હરિ વસે હરિના જનમાં, તમે શું કરશો જઈ વનમાંરે ?
હરિ વસે૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો ? પ્રભુ નથી કોઈ અરણ્યમાંરે–હરિ૦
કાશી જાઓ ભલે ગંગાજીમાં નાહવા, પ્રભુ નથી પાણી પવનમાંરે–
યોગ કરો, ભલે યજ્ઞ કરાવો, પ્રભુ નથી હોમ હવનમાંરે–હરિ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરિ વસે હરિના જનમાં–હરિ૦

## સમજીને.

આ દુર્લભ મનુષ્યા દેહનો લાવો લીજીએ,
એક ઘડી તો લાખેણી વહી જાયજો—આ દુર્લભ૦
આ જુઠા જગતની સાથે ઝગડો ન કીજીએ,
અંતે સાચો બેલી સીતારામજો—આ દુર્લભ૦
મનુષ્યા દેહ પામ્યો તું મોંઘા મૂલનો, કોટી જન્મના
પુણ્યતણો નહીં પારજો;
માથાને સાટેરે જીવન નહીં મળે,

એક ઘડી તો લાખેણી વહી જાયજો—આ દુર્લભ૦
વ્રજવાસી ગોપીએ લ્હાવો લુંટીઓ, મુકી દીધી કાંઇ
માત પિતા કુળ લાજજો;
સાચું રે સગપણ તે શામળીયા તણું,
સરીયાં સરીયા વ્રજવનિતાનાં કાજજો—આ દુર્લભ૦
આ તન–ધન–જોબન રે રંગ પતંગનો, જોત જોતામાં
વણસી તેતો જાયજો;
અંતરમાં ઓળખી લે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાયજો—આ દુર્લભ૦

## હરિથી કોણ મોટું ?

હરિસે કોઈ નહિં બડા–દિવાના ! કયું ગફલતમેં પડા ?
કયું ગફલતમેં પડા–દિવાના ! કયું ગફલતમેં પડા ? ટેક.
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા (૨), લોહ સ્થંભ કડકડા–દીવાના૦
ગોપીચંદ ઓર ભરથરી રાજા (૨), માલ મુલક સબ છોડા–દીવાના૦
પુંડરીકને સેવા કીની (૨), વિઠ્ઠલ ઈંટ પર ખડા–દીવાના૦
કહત કબીરા સુનોભાઇ–સાધુ ! (૨) હરિચરણે ચિત્ત ચડા–દીવાના૦

* * * *

કઠણ ચોટ છે કાળનીને, મરણ માટેરો મારરે
કૈંક રાજા ને કંઇક રાણીયા, હાંરે મેલી ચાલ્યા સંસારરે–
હેતે હરિરસ પીજીએ.
સંસાર ધુમાડાના બાચકારે, સાથે આવે ન કોઇરે;
રંગ પતંગનો ઉડી જશે; હાંરે જેમ આંકડાનું તૂરરે.– હેતે૦

કોનાં છોરૂ ને કોનાં વાછરૂરે, કોનાં માય ને બાપરે;
અંતકાળે જવું એકલું, હાંરે સાથે પૂણ્ય ને પાપરે- હેતે૦
માળી વીણે રૂડાં ફુલડાંરે, કળીઓ કરે છે વિચારરે;
આજનો દિન રળીયામણો, હાંરે-કાલે આપણા એ હાલરે-હેતે૦
જાયા તે તો સરવે જશે રે, નથી કોઇ રહેનારરે;
મરનારાને તમે શું રૂઓ, (હાંરે) રોનાર નથી રહેનારરે-હેતે૦
દાસ ધીરો રમે રંગમાં રે, રમે દિવસને રાતરે;
હું ને મારૂં-મિથ્યા કરો, (હાંરે) રમો પ્રભુ સંગાથરે-હેતે૦

* * * *

સમર સમર મન શ્યામ સુંદિર કું, કયા મુખ બકબક કરતા હૈ? (૨) ટેક૦
જેહિ દિયા નર દેહ અમુલખ, તાકું નહિં સમરતા હે;
કામ ક્રોધ મદ લોભ અગ્નિમેં, અહોનિશ અંતર જલતા હે-સમર૦
નિશદીન કાળ ખડા શિર ઉપર, તાતેં કયું નહિં ડરતા હે;
પરધન પરતીય કારણ તત્પર, ફંટે નેનસેં ફરતા હે-સમર૦
કોન ગતિ મેરી હોયગી આખર, ઐસા ન મનમેં ધરતા હે;
જેમ ઉંદરડો દારૂ પીકર, મસ્તાના હો ફરતા હે-સમર૦

* * * *

લેહ લાગી મને તારી મોહનજી, લેહ લાગી મુને તારીરે (૨) ટેક.
કામજ મૂક્યું ને ધામજ મૂક્યું (૨) મન ચહે છે મોરારી
મોહનજી—લેહ૦
ખભે છે કામળી ને હાથે છે વાંસળી (૨) ગોકુળમાં ગાયો
ચારી-મોહનજી—લેહ૦

સોળ સહસ્ત્ર ગોપીઓને તમેજ વરીયા (૨) તોયે તમે બાળ
બ્રહ્મચારી–મોહનજી—લે૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર (૨), ચરણ કમલ
બલીહારી–મોહનજી—લે૦

* * * *

જમ દે નિત્ય ઝપાટોરે–કોઈ ચેતનહારા ચેતો (ટેક)
દીઠી દીઠી દાંત કરો શું, પળમાં બગડે પીડી;
દીઠી દીઠી ઘણાની બગડી, ઝડપ આવી ગઇ ચીઠી—જમ દે૦
માત પિતા જાણે દિકરો મારો, થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઈ ખોટો—જમ દે૦
બંધવ જાણે બંધવ મારો, જીવો જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તુરત નાંખશે તોડી—જમ દે૦
નારી જાણે મુજ નાવલીઓ, અમર તપો અવિનાશી;
એક દિન ઝટિયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાસી—જમ દે૦
સોળ અંગ શણગાર સજીને, માયામાં શું રીઝો;
એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો—જમ દે૦
દર્પણ લેઈ શું મુખડું દેખો, સમજો જમની શેહમાં;
એક દિન કરશે કાળ કોળાહળ, ઝડપ સુવારે ચેહેમાં—જમ દે૦
દારા પુત્ર પરિવાર તજીને, જાવું મિલ્કત મેલી;
રૂપિરાજ રઘુનાથ વિના, નથી કોઇ બરાબર બેલી—જમ દે૦

* * * *

## થાળ.

છાનો માનો છેડે આવે માવલા જો;
ઘેર મ્હારે બૈજીની બીક જો. છાનો૦
બાઈ મીરાંના સ્વામી વ્હેલા આવજોરે;
ઝાંપલીઆમાં જમણે હાથે ઘર જો. છાનો૦
દૂધડીઆ લાવુંરે ગોરી ગાયનાં જો;
છલાણામાં માંગી લાવું ઘેંશ જો. છાનો૦
ઝાલર વઘાર્યાં ઝાઝા તેલમાં જો;
ઉપર આલું મરીઆળા શા મગ જો. છાનો૦
ફરસા લાગે તો ફેર માંગજો જો;
આપણા ખેતરમાં પાકયા ઢગ જો. છાનો૦
બંટી બાવટાનો રામ રોટલો જો;
ટાઢો છે પણ લાગે મીઠો દૂધ જો. છાનો૦
ભેળા બેસીને સીરાવશું જો;
(હું તો) લળી લળી જોઉં તમારૂં મુખ જો. છાનો૦
જળ જુમનાની ઝારી પાન બીડલા જો;
હાથ ધોઇને લેજો મુખવાસ જો. છાનો૦
પથારી કરી આલુ પરાળની જો;
ઉપર આલુ ચલાખાની સોડ જો. છાનો૦
બાઇ મીરાંના સ્વામી સુખે પોઢજો જો;
હરીજનને દેજો ભક્તિ દાન જો. છાનો૦

લેતે જાનેરે શામળીઆ–બીડી પાન પાનકી,
બીડી પાન પાનકી, રે–બીડી પાન પાનકી. લેતે૦

કાથો રે ચુનો રામા લવીંગ સોપારી,
બીડી બની હૈ નાગરપાન પાનકી— લેતે૦

હમ તુમ મીલકર ચોસર ખેલે,
બાજી બની હૈ દીલો જાન જાનકી— લેતે૦

બ્રિંદ્રાબનકી કુંજગલનમેં,
જોડી બની હૈ રાધે શ્યામ શ્યામકી— લેતે૦

ચંદ્ર સખીરે ભજો બાલાકૃષ્ણકું,
જય બોલોરે–રાધે શ્યામ શ્યામકી— લેતે૦

* * * *

ફરી તમે આવજો—ફરી તમે આવજો—
હે–સાચી પ્રીતિ તો શ્યામ સાથે નીભાવજો—ફરી૦
સુખના સંદેશા કોઈ સાથે કહાવજો—ફરી૦
રસના રૂપાળીને રામ રટાવજો—ફરી૦
મનથી મોહન સંગ મોરચો મચાવજો—ફરી૦
રાધાના સ્વામી સંગ રાસ રચાવજો—ફરી૦
ગિરધર ગોવિંદ ગાઈ ગામને ગજાવજો—ફરી૦
હૃદીયામાં હરિનામ હીરા જડાવજો—ફરી૦
બસ–બસ–ફરી તમે આવજો—ફરી૦

# આરતી.

કમળ નયન શ્રીપતિ–પુરૂષોત્તમ પ્યારા (૨) પ્રભુ.
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીઆળા–જય રાધા રમણા૦
જય રાધા રમણા–પ્રભુ જય રાધા રમણા,
કુંજ બિહારી દયાળુ (૨) જય પાતક હરણા—જય રાધા૦ ૧
શસ્ત્રકૃણ રાજુ ત્રીભોવન ત્રીપુરારી (૨) પ્રભુ.
શ્રીધારી મોરારી (૨) જય મોરલીવાળા—જય રાધા૦ ૨
ગોવરધન તોળ્યો, ગોકુળને તારી (૨) પ્રભુ.
ઇંદ્રિનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી—જય રાધા૦ ૩
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી (૨) પ્રભુ.
મનમંદીરમાં વસીયા (૨) વસતા સુખકારી—જય રાધા૦ ૪

## કથા ઉઠતા બોલવાની સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન, હરણ ભવભય દારૂણું;
નવકંજલોચન કંજમુખ કર–કંજ પદકંજારૂણું. ૧
કંદર્પઅણુગતિ અમિત છબિ, નવનીવ નીરદ મંદર;
પટપીત માનહું તાડત રૂચિ, શુચિ નૌમિ જનકસુતાવરં. ૨
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ, ઉદાર અંગ વિભૂષણું,
આજાનુભુજ શરચાપધર, સંગ્રામજિત ખરદૂષણું. ૩
ભજ દીનબંધુ દિનેશ દાનવ, દલન દૂષ્ટનિકંદનં;
રઘુનંદ આનંદકંદ કોસલ–ચંદ દશરથ–નંદનં. ૪

ઇતિ વદતિ તુલસીદાસ શંકર, શેષ મુનિમન રંજનં;
મમહૃદયકંજ નિવાસકુરૂ, કામાદિ ખલદલ ગંજનં. ૫

કથા વિસર્જન હોત હે, ચલે વીર હનુમાન;
જે જન આયા જહાં થકી, ત્યાં ત્યાં કરો પ્રયાણ—સીયાવર૦
નહિં વિદ્યા નહિં બાહુબલ, નહિં ખરચનકો દામ;
મોસેં પતીત નિભાવહું, દિનબંધુ ભગવાન—સીયાવર૦

અચ્યુતં કેશવં રામનારાયણમ્, કૃષ્ણદામોદરં વાસુદેવં હરિ;
શ્રીધરં માધવં ગોપીકાવલ્લભં, શ્રીજાનકીનાયકં શ્રીરામચંદ્રમ્ભજેત.
ધૂન—હરિહરિ—રાધાકૃષ્ણ—ગોવીંદ—ગોપાલ—વાસુદેવ.

* * * *

ઓ ભાઇરે શાન્તિ પમાડે, તેને સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ—ઓ૦

વિદ્યાનું મૂળ મારા ગુરુએ બતાવ્યું
ત્યારે મેં'તાનો માર શીદ ખાઇએ (૨)
કીધા ગુરુજી ને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદ્યની ગોળી ખાતાં દુઃખ નવ જાય
ત્યારે તેની ગોળી શીદ ખાઇએ (૨)
લીધા વળાવાને ચોર જ્યારે લુંટે
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્રય ઉભે
ત્યારે તેની છાયામાં શીદ રહીએ (૨)

રાજાની ચાકરીમાં ભૂખ નવ ભાગે
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦
નામ અમૂલ્ય મારા ગુરુએ બતાવ્યું
ને તે તો ચોંટયું છે મારે હૈયે (૨)
મહેતા નરસિંહાની વાણી છે સારી
શામળાને શરણે જઈએ—ઓ૦

* * * *

વહાલારે સંતને જય જય સીતારામ,
હાંરે મારી હાલતી વેળાના રામો રામ,
હાંહાંરે મારા ગુરુને કહેજો પ્રણામ—વહાલારે૦
ક્યાં થકી આવ્યાને ક્યાં તમે જાશો (૨)
હાંરે તમે ક્યારે કરશો વિશ્રામ—વહાલારે૦
સતસંગ કરવો ભવસાગર તરવો (૨)
હાંરે કાયા પડીએલ્ર પીપળ પાન—વહાલારે૦
રૂદીઆમાં રાખું ને ઘડી ના વિસારૂં (૨)
હાંરે મારે જુગના જીવન સાથે કામ—વહાલારે૦
સત્સંગમાં એક હંસ બીરાજે (૨)
હાંરે જીવને આગળની હોય ઓળખાણ—વહાલારે૦
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણે (૨)
હાંરે આપણે જાવું છે વૈકુંઠધામ—વહાલારે૦

* * * *

વરમાળા તો વિઠ્ઠલ વરની, છુટે છેડે ફરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
લાજે કોની ધરીએ રાણા, કોના મલાજા કરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
કાગડાની બુદ્ધિ કાઢી નાંખી, માણેક મોતી ચરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
સોનાં રૂપાં સઘળાં તજીએ, તિલક તુલસી ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
ચીરપટોળાં સઘળાં તજીએ, ધોળા અંગે ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
શાલીગ્રામની સેવા કરીએ, સંતસમાગમ કરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
હરતાંને ફરતાં સમરણ કરીએ, સંતની સાથે ફરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ધરીએરે રા૦
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.

* * * *

હરિરસ મોંઘેરે મૂલ છે, શિરને સાટે વેચાયજી;
શિરનાં સાટાંરે સંતો જે કરે, મ્હારસ તેને દેવાયજી—હરિ૦
શિર દેતાં શંકે નહીં, સનમુખ જ્યુંગત શૂરજી;
પાછા તે પગલાં નહીં ભરે, સદ્ગુરૂ સામા હજુરજી—હરિ૦

પ્રેમ પીયાલા જે પીએ, જીવનમુક્ત સો જાણજી;
શોક સંશયરે સાલે નહીં, પોંચે પદ નિર્વારણજી—હરિ૦
તનરે તોપો તૈયાર કરી, જ્ઞાન ગલોલા સારજી;
કામ ક્રોધ વેરી મારીઆ, સદ્દગુરૂ નામ આધારજી—હરિ૦
તન મન શુદ્ધ રે જ્ઞાને ગળ્યાં, જેના હીમાળા માંયજી;
મરજીવા સો મુખ માણશે, એ સુખ મુએ ન કહેવાયજી—હરિ૦
બ્રહ્મરે સાગરમાં ઝીલી રહ્યા, કીનારે શું કામજી;
અખંડ આનંદ અંગમાં રમી રહ્યા, મશીદાસ કહે પરણામજી.
હરિરસ મોંઘેરે મૂલ છે, શિરને સાટે વેચાયજી.

* * * *

ભજન વિના જીવડા દુઃખી, મન તું રામ ભજન કરી લે.
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરી લે.
લખરે ચોરાશી ફેરા ફિરેગો (૨)
જીવ જનમી જીનમી મરે—ભજન૦
માત પિતા તેરા દારા ને બંધુ (૨)
વામેં કારજ કછુ ન સરે—ભજન૦
હસ્તી ને ઘોડા માલ ખજાના (૨)
ધન ભંડાર ભર્યો ઘરમેં—ભજન૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
મેરો ચિત્ત ભજનમેં ધરે—ભજન૦

* * * *

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું;
ભૂલ્યા શિદ ભમો છોરે, આ છે હરિ ભજ્યાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું;
સમી સાંજના સુઈ રહ્યા છો, હમણા વહાશે વાણું—ભૂલ્યા૦
ઠાલે રે ઠાલે ભરીયે ભરીયે, માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું;
ઓચિંતો આવીને પકડશે, પડ્યું રહેશે કરિયાણું—ભૂલ્યા૦
માથે આવ્યું નહીં મટે, વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
ખળ કરી બોલાશે નહિ, જ્યારે એડું જમનું થાણું—ભૂલ્યા૦
દીધા વિના ક્યાંથી પામે, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું;
ગોવિંદરામ કહે અહીંયા ન સમર્યા, ઉવાં નથી ઠેકાણું—ભૂલ્યા૦

* * * *

જો વિચારીને જીવ હૃદેમાં, મરવું એ તો સહી—(ટેક)
મેડી મંદિરને માળીઆં તારાં, પડયાં રહેશે અહી (૨)
પ્રભુને અર્થે પૈસો ન વાપર્યો, ઠાઠડી ઠાલી ગઈ—જો૦
કંચન જેવી કાયા તારી, અડવા દેતા નહિ (૨)
ઘર છોડી સમશાને ચાલ્યા, ગાંદરે રાખો થઇ—જો૦

માતા પિતા તારા બેન બનેવી, ને ઘરની નારી રહી (૨)
છોકરાં તારાં અળગાં રહેશે, એકલો જાશે વહી—જો૦

હરિ ભજો તમે હક હાલો, એમ વેદમાં વાણી કહી (૨)
હીરજી કહે જેણે હરિ ભજ્યા, એની જગમાં યશો રહી—જો૦

*　　*　　*　　*

સ્વામી સીતારામ કૃપા કર, કોન ભક્તિ કરી,
હરિકો રીઝાવું–પ્રભુકો રીઝાવું–સ્વામી સીતારામ૦ (ટેક)

જાકે ચરનસેં નીકસી સુરસરિત ( ૨ )
તાકો કયા મેં સ્નાન કરાવું—સ્નાન કરાવું;
કોટિ ભાનુ જાકે નખકી શોભા ( ૨ )
તાકો કયા મેં રૂપ દીખાવું—રૂપ દીખાવું—સ્વામી૦

અનહદ બાજાં બાજ રહે હય ( ૨ )
તાકો કયા મેં શંખ સુનાવું—શંખ સુનાવું;
ચાર વેદ જાકે કંઠ બીરાજે ( ૨ )
તાકો કયા ભાગવત સુનાવું—ભાગવત સુનાવું—સ્વામી૦

કામધેનુ જાકે કલ્પવૃક્ષ હય ( ૨ )
તાકો કયા મેં ભોગ લગાવું—ભોગ લગાવું;
લક્ષ્મીજી જાકે ચરણ પલોટે ( ૨ )
તાકો કયા મેં દ્રવ્ય દીખાવું—દ્રવ્ય દીખાવું—સ્વામી૦

કમલ બદન જાકે શીશ ચંદ્રમાં ( ૨ )
તાકો કયા મેં પુષ્પ ચઢાવું—પુષ્પ ચઢાવું;
તુલસીદાસ બનત નાહિં એકો ( ૨ )
દાસનકો મેં દાસ કહાવું—દાસ કહાવું—સ્વામી૦

* * * *

રામ રાખે તેમ રહીયે, ઓધવજી, રામ રાખે તેમ રહીયે:
આપણ ચીઠ્ઠીના ચાકર છૈયે—ઓધવજી૦
કોઇ દિન પેરણ હીર ને ચીર ( ૨ )
તો કોઇ દિન સાદા ફરીયે—ઓધવજી૦
કોઈ દિન ભોજન શીરો ને પુરી ( ૨ )
તો કોઇ દિન ભૂખ્યા રહીયે—ઓધવજી૦
કોઇ દિન રહેવાને બાગ બગીચા ( ૨ )
તો કોઈ દિન જંગલ રહીયે—ઓધવજી૦
કોઈ દિન સુવાને ગાદી ને તકીયા ( ૨ )
તો કોઇ દિન ભોંયપર સુઇએ—ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ( ૨ )
સુખ દુઃખ સર્વે સહીયે—ઓધવજી૦

* * * *

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય;
ડહાપણ કોઈનું કામ ન આવે ( ૨ )
કરોને કોટિ ઉપાય, હાંરે હાંરે કરોને૦—પ્રભુ૦

ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દ્રૌપતાંજીરે, સતી તે કેમ લૂંટાય—પ્રભુ૦
રામ જેવા સત પુરુષ કહીએ, ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો, તો રાવણ શીર રોળાય—પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
એરે ઋષિને કોઈ દુભશે, તેને તરત સર્પદંશ થાય—પ્રભુ૦
પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય—પ્રભુ૦
શુભ મુહુર્ત ને શુભ ચોઘડીયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મુરત જોઇ લગન લખીયાં, રંગભરેલી રોળાય—પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય—પ્રભુ૦

* * * *

હરિભક્તિ કરનારે, પલકમેં હોવેગા મરના;
પલકમેં હોવેગા મરના;
અહો હરિજન હૃદય કમલમેં, હરિભક્તિ કરના—(ટેક)
કાકારે મામા કુટુંબ કબીલા, છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારે;
સ્વપ્નેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે;
એસા જગ સારે રે—સમજ મન એસા૦—સ્વપ્નેમેં૦

ધામ, ધરા, ધન, માલ, ખજાના, આખર નહીં અપના;
સમજ મન આખર નહિ અપના;
એક દિન સબ છોડકે જાના, મટીમેં ખપના;
મટીમેં ખપના રે—સમજ મન મટીમેં૦—એક દિન—૦
કામ, ક્રોધ, મદ, લોભ ન રખના, કરના, સુકૃતકું;
સમજ મન કરના સુકૃતકું;
એક નિરંજન નામ સમજના, ભવજલ તરનેકું;
ભવજલ તરનેકું રે—સમજ મન ભવ૦—એક નિરંજન૦
જુઠ જગતકી છોડ વાસના જા સદ્‌ગુરુ ચરના;
સમજ મન જા સદ્‌ગુરુ ચરના;
અહો હરિજન હૃદય કમલમેં હરિભક્તિ કરના;
હરિભક્તિ કરનારે, પલકમેં હોવેગા મરના—અહો૦

* * * *

હરિસેં કોઇ નહિ બડા, દીવાના, કયું ગફલતમેં પડા—(ટેક)
પ્રહ્લાદ બેટા હરિસેં લપટા, જબથંભ કડકડા—દીવાના૦
ગોપીચંદ ઓર ભરથરી રાજા, માલ મુલક સબ છોડા—દીવાના૦
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઇંટપર ખડા—દીવાના૦
કહત કબીરા સુનોભાઇ સાધુ, હરિચરણે ચિત્ત ચડા—દીવાના૦

* * * *

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહીં આવુંરે (૨)
ત્યાં નંદકુંવર કયાંથી લાવુંરે—વ્રજ વહાલું૦
ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી (૨)
સંગે સોહીયે રાધા પ્યારી (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારીરે—વ્રજ વહાલું૦

ત્યાં જમુના શ્રી ગિરિવર છેજ નહીંરે (૨)
મારૂં મનજ સત્ય ઠરેજ નહીંરે (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીંરે—વ્રજ વહાલું૦

ત્યાં શ્રી વૃંદાવન રાસ નહીંરે (૨)
વ્રજવનિતાની સંગે વિલાસ નહીંરે (૨)
વિષ્ણુવેણુ વાયાનો અભ્યાસ નહીંરે—વ્રજ વહાલું૦

સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવુંરે (૨)
મને ન ગમે બ્રહ્મસદન અડવુંરે (૨)
ધિક ધિક એ સુખ પામીને પડવુંરે—વ્રજ વહાલું૦

* * * *

ભજન ધુન ખુબ લગી હોજીરે,
પરમ ગુરુ હરિ મારા હૃદયા માંહીરેજી;
બોલો ગોવિંદા ધુન ખુપ લગી હોજીરે;
પરમ ગુરૂ હરિ મારા હૃદયા માંહીરેજી—(ટેક)

લગી લગી સબ કોઇ કહેવે, લગી કીસીકું નાહીંરે;
સંતપુરૂષકું એસી લગીરે ભાઈ (૨)
તનકી શુધ બીસરાઈ—પરમ ગુરૂ હરિ મારા૦

ધ્રુવકું લાગી, પ્રલ્હાદકું લાગી, લગી અધમ ગુણકાઈરે;
બાઈ મીરાંકું એસી લગીરે ભાઈ (૨)
છોડયા રાજપાટ સુખદાઈ—પરમ ગુરૂ હરિ મારા૦

રામકું લાગી લક્ષ્મણકું લાગી, લાગી સીતા માઇરે,
હનુમાન જતિકુ એસી લગીરે ભાઇ (૨)
કુદ પડે જલમાંહી—પરમ ગુરૂ હરિ મારા૦
જતિકું લાગી, સતીકું લાગી, લાગી સહસ્ર અઠયાસીરે;
વ્રજવનિતાકું એસી લગીરે ભાઇ (૨)
તનકી શુધ બુધ નાંહી—પરમ ગુરૂ હરિ મારા૦
ભૂપ ભરથરીકું એસી લગી, છોડયા રાજપાટ સુખદાઈ;
સોળસે તજી રાજા ગોપીચંદે રે ભાઇ (૨)
વૈરાગ્યને જાઉં વારી—પરમ ગુરૂ હરિ મારા૦
ધનો પીપો રોહીદાસ કુબો, લગી સેનવા નાઇરે;
દાસ જીવણ સંતો ભીમકે ચરણે (૨)
આપ મળ્યા ગોસાંઈ—પરમ ગુરૂ હરિ મારા૦

* * * *

એ કહેતા જાજો, એ મારા મહીયરની વાત,
સદ્દગુરુ કહેતા જાજો—(ટેક)
એ મારા મહીયરના સાધુડાને
જોઇએ તુલસીની માળા (૨)
તિલક છાપ તુલસીની માળા (૨)
સોહીએ અમરાપુરવાળા—સદ્દગુરૂ૦
એ ભવસાગરમાં ભય ઘણેરો
નથી ઉતર્યાનો આરો (૨)

મારા ગુરુને એમ જઇ કહેજો (૨)
આણું મોકલજોને વહેલાં—સદ્દગુરુ૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ
હરિ ચરણે ચિત્ત રાખો (૨)
સંત શબ્દને ઓળખીને (૨)
પ્રેમનો રસ તમે ચાખો—સદ્દગુરુ૦

*        *        *        *

ઓધા જાણેરે એને તે અમે જાણીયેરે;
વર રાધાજીનો તો વખાણીયેરે—ઓધા૦
કંઈક જાણ્યાતા નરસિંહ નાગરેરે;
હુંડી લખીતી કોરેરે કાગળેરે—ઓધા૦
કંઇ જાણ્યા સગાળ શેઠ વાણીએરે;
કુંવર ખાંડ્યો ચંગાવતી રાણીએરે—ઓધા૦
કંઈક જાણ્યાતા હરિશ્ચંદ્ર રાજીએરે;
સત્ય રાખ્યાં તારામતી રાણીએરે—ઓધા૦
મૂરખ ખોટાં કરમની કહાણીએરે;
પથ્થર નહીં ભીંજે ઉંડે પાણીએરે—ઓધા૦
ગુરૂ ગાયરે ગેમલ રસ માણીએરે;
ગોરસ પીધા કાનુડે વર દાણીએરે—ઓધા૦

*        *        *        *

## ઇશ્વર પ્રાર્થના.

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો,
તમે સર્વને સુખનો સાધ દીધો;
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા,
દયાળુ તમોને નમું દેવ દેવા.
તમે પૃથ્વી સાથે સજ્યા સર્વ પ્રાણી,
તમે વેદ વિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મિષ્ટ મેવા,
દયાળુ તમોને નમું દેવ દેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર નાવે;
તમે છો ત્રિલોકી તણા તાત જેવા,
દયાળુ તમોને નમું દેવ દેવા.
ભજે શેષને શારદા ચંદ્ર ઈંદ્ર,
ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર;
સદાશિવ જેવા સજે નિત્ય સેવા,
દયાળુ તમોને નમું દેવ દેવા.

## વંદન સ્તુતી.

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભુજી.
નમસ્તે નમસ્તે સદા કષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી.

નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ,
નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ.
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિભર્ત્તા.
નમસ્તે નમસ્તે નિરાકાર દેવ,
નમસ્તે નમસ્તે પ્રભુ એકમેવ.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વપાળા,
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા.
નમસ્તે નમસ્તે અનાદ્યંત દેવા,
નમસ્તે નમસ્તે વિભુ ઈષ્ટ દેવા.
નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂપા,
નમસ્તે નમસ્તે સદા શાંતરૂપા.

* * * *

રામ શબ્દની માળા જપો તો, છુટે જનમ જંજાળા;
સદ્‌ગુરુ રામ શબ્દની માળા હોજી.
કરી લેને કુંચી જ્ઞાનો કેરી, વજ્જરમય તાળાં હોજી;
ઇરે તાળાં તમે દૂર કરો ભાઈ (૨)
તો ઘટ ભીંતર અજવાળાં—સદ્‌ગુરુ રામ૦

આ અંદર એક પરગટ ગંગા, કોણ કરે પથરા પાળા હોજી;
હરે ગંગા તમે ન્હાવો અખંડા (૨)
મત ન્હાવો નદીઓ નાળાં—સદ્દગુરુ રામ૦
આ અંદર એક બુદ્ધિ સમુદર, તેમાં તે નવ નેજાળાં હોજી;
હરે સાગરમાં હીરા માણેક (૨)
ખોજે ખોજનહારા—સદ્દગુરુ રામ૦
હરિ સમરો તો પાતક પ્રજળે. સંતન કરી લે ચાળા હોજી;
લાલદાસ કહે સદ્દગુરુ વચને (૨)
નિર્ગુણ પંથ નિચારા—સદ્દગુરુ રામ૦

## શંકરનું ભજન.

શંકર વસેરે કૈલાશમાં, ભોળો ભસ્મનો છે ભોગી,
કહાવે નીલકંઠ જોગીરે, સદાવસો આનંદમાં—
હરે જેવા પાર્વતીના પ્રાણ, એવા ઉમીયાના આધારરે,
જોગી વસે જળખંડમાં, શંકર વસેરે કૈલાશમાં. (૧)
સકળ દેવોના તમે દેવતારે, ચૌદલોકોના નાથ,
પંચ વદન ઝળકી રહ્યા, ધર્યો ચંદ્રમાંલીલાટરે. શંકર વસે. (૨)
મહાદેવ કહે ઉમીયા સુણોરે, જાવું ગંગાને તીર,
ધ્યાન ધરૂં પરીબ્રહ્મનું, મન કરી રાખું ધીરરે. શંકર. (૩)
ઉમીયા કહે મહાદેવજીરે, વનમાં અપ્સરા આવે,
કેમ કરી તપ આરાધશો, કામબાણ ચલાવેરે. શંકર. (૪)
રૂદ્ર માળા કંઠે ધરીરે, અંગે ભસ્મ ન માય,
વરદાન આપે શિવ દૈત્યને, દેવ સાથે લઢવા વેરરે. શંકર. (૫)

ગંગાને તીરે આવ્યારે, ત્યાં દીઠા મહાદેવ,
ત્યાં તો બનાવી ફુલવાડીઓ, ઓયાં બીજીયાંનાં વૃક્ષ. (૬)
શંકરે તપ આરાધ્યું, જાણી ઉમીયાએ વાત,
ગદ ગદ ચાલે ચાલીયાં, લીધો ભીલાનો વેસરે. શંકર. (૭)
નેત્ર ખોલીને શીવે નીરખ્યાંરે, દીઠાં ભીલા રાણી,
કહોને કામીની ક્યાંથી આવ્યાં, ક્યાં છે તમારો ઘરવાસરે. શંકર. (૮)
વાસ તો હમારો વેગળોરે, હમે ભીલા રાણી,
જોગીશ્વર જાણીને આવ્યાં પૂછવા, ક્યારે મળશે ઘરવાસરે. શંકર. (૯)
મહાદેવ કહે ભીલા સુણોરે, વનમાં ગયાની શી આશ,
મારૂં કહ્યું માનો મૃગાલોચની, રહો અમારી પાસરે. શંકર. (૧૦)
ભીલા કહે મહાદેવજીરે, ગંગા પાર્વતી નાર,
ભીલા રાણીને તમો શું કરો, તેની કોણ કરે સેવરે. શંકર. (૧૧)
પાર્વતીને પીયર વળાવુંરે, ગંગા તમારી દાસ,
સદા રહો આનંદમાં, રહો અમારી પાસરે. શંકર. (૧૨)
ગાય શીખે ને સાંભળેરે, હરી રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે, ગુણ ગાય ધીરો દાસરે. શંકર. (૧૩)

## ઝુલણી. ( સોનાનું બોર )

સોનાનું બોર ઝુલે નંદકીશોર, પ્યારાને પારણે સોનાનું બોર
હીરા માણેક બહુ જડીયા પારણીયે, આજુબાજુ દીસે
રૂડી મોતીડાની કોર.
પ્યારાને પારણે સોનાનું બોર (૧)

કંઇ કંઇ કાનાને નયણે સારે કાજળીયાં, કંઇક બનાવી
રૂડી કસ્તુરીની કોર.
છબી રંગીલી પ્યારી કાના કુંવરની, હાથે ગ્રહી છે
રૂડી હીરની દોર. (૨)
બ્રહ્માનંદ કહે મુખ રસીયું બાલમનું ગોપીયું એ છે
જેમ ચંદ્ર ચકોર
પ્યારાને પારણે સોનાનું બોર (૩)

* * * *

કયાં ગયો પેલો મોરલીવાળો, અમને તે રાસ રમાડીરે,
રાસ રમાડવાને વનમાં તેડયાં, મોહની મંત્ર સુણાવીરે. કહાં·
માતા જશોદા શાખ પુરાવે, કેશર છાંટાં ઘોળીને. કહાં.
હવણા વેણુ સમારી સુતી, પહેરી કસુંબલ ચોળીરે. કહાં·
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ ચીત્ત ચોરીરે.
કહાં ગયો પેલો મોરલીવાળો.

## મીરાબાઈનું ભજન.

આજ મેં તો પુજન ચલી હનુમાનકું, હનુમાનકું આજ મેં તો (૨)
હનુમાનકું તેલ કટોરા, દુધમેં નવાઉં મેરે રામકું. આજ મેં તો.
હનુમાનકું સીંદુર ચડાવું, ચંદન ચડાવું મેરે રામકું. આજ મેં તો.
આંકડેકે ફુલ હનુમાનકુ ચડાવું; કેવડેકા ફુલ મેરે રામકુ. આજ મેં તો.
તેલકી પુરી મેરે હનુમાનકુ ચડાવું, ઘીકી પુરી મેરે રામકુ. આજ મેં તો.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત લાલકું.
આજ મેં તો પુજન ચલી હનુમાનકું.

# ધ્રુવાખ્યાન.

શ્રી ગુરૂ ગોવીંદને હું નમું, પ્રેમશું લાગુ પાય,
આરાધુ અવિનાશી એવા, અનાદિ નિરંજન રાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધો રમવારૂપ,
સૃષ્ટિ નીપવા થઇ મનસાય, સુભટ થઇ પોઢ્યા જળમાં;
જે જે વૈકુંઠરાય. ૧

હરી જળમાં પોઢ્યા સહી, શેષનાગ ઉપર તે જાય,
નારાયણની નાભી કમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વયંભુ તન, તેના પાંચે પુત્ર પાવન,
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રિયવરતને ઉત્તાનપાદ;
જે જે વૈકુંઠરાય. ૨

ઉત્તાનપાદ નર નિપન્યો, રાજા રૂપ નિધાન,
રાજાને બે સુંદરી, તેનાં સુરૂતી સુમતી નામ;
સુમતી ઉપર નહીરે માન, તેના ધ્રુવજી સંતાન,
સુમતી ઉપર ઘણું છે હેત, તેના કુંવર ઉત્તમ એક;
જે જે વૈકુંઠરાય. ૩

ઉત્તમ ઉછરંગે બેસાર્યો રાયે, સભામાંહી એકવાર,
પુત્ર લડાવે પ્રેમશું, રાણી હઇડે હરખ અપાર;
હરખ નમાય હઇડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય,
ઉછંગ બેસવા કીધાં મન, અપરમા કહે કઠણ વચન;
જે જે વૈકુંઠરાય. ૪

**સુમતી**—અપરમા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને ક્યાથી,
અભાગણીના પેટ તણા તું, જાને અકરમી ઈહાંથી;
ઈહાંથી જઈ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ,
ફરી જન્મ લે મારે શીર, તો તને રાજ અપાવીશ વીર. જે. ૫
વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મ્હોંનો રંગ,
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ;
મન ભંગ થઈ નાંખ્યો નિશ્વાસ, રોતા આવ્યા માની પાસ,
માયે ચાંપ્યા હ્રદીયા સાથ, કહો કુંવર કોણે દુભાવ્યા આજ. જે. ૬
**ધ્રુવ**—આજ સભામાં માવડી, બેઠા ઉત્તમરાયને ખોળે,
ઉછંગ બેસવા હું ગયો, ત્યારે અપરમા એમ બોલે;
અપરમા કહે અભાગણી કેરા સુખ માગો તો વન જાઓ વેલા,
ફરી જન્મ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. જે. ૭
**સુરતી**—વળતી માતા ઉચરે, કુંવર હઈડે માં ધરીએ દુઃખ,
પુરણ પુન્ય કીધાં હશે, ત્યારે તે ભોગવે છે સુખ;
સુખ આપને ક્યાંથી વાલા, નીયમ ધર્મ કશા નથી પાળ્યા,
નથી સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વૃત કીધાં નથી. જે. ૮
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન,
ઓછા ધરમ જ્યાં આપણાં ત્યારે, ક્યાંથી રાયના માન;
માનવ ભોગવે ઉત્તમ નિત્ય દતવીના કયમ પામીએ વીત,
જો હોય ઈંદ્રાસનનો ખપ, તો કુંવર જઈ માંડો તપ. જે. ૯
તપ માંડયું બ્રહ્માજીએ, ત્યારે પામ્યો પદમાસન,
સેવા કીધી મન ભાવતી ત્યારે, પ્રગટયા નારદ મુન્ય;

મુનીએ માંડયો મોટો, જાગ, તપ તીરથ વૃત થયાં સુભાગ
જો કરીએ શ્રીહરી પ્રસન્ન, તો અભાગીઆં ટળીએ તન.
જે જે. ૧૦

ધ્રૂવ—તને અભાગણી હું ટાળું મા, છું રે તમારો તન,
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂં નહી અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠીયો દેહ,
હરિમળે તો તાપ ઓલાય, નહીતર પ્રાણ તજુરે માય. જે. ૧૧

સુરતી—માતાને આંસુ આવીયાં, ને અંતર ઉપજી દાઝ,
રાજાએ મને પરહરી, કુંવર તું કરે જે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ,
જળ વિના જેમ માછલી, મારા પ્રાણ જશે ટળવળી. જે. ૧૨

ધ્રૂવ—ટળવળ માતારે તું હવે, દુઃખનો આવ્યો અંત,
બીજ રોપાવીશ સુખનું, તેને ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરી, આપણી આશ પુરશે ખરી,
એછે અનાથનોરે નાથ, તેને ભજવા જાઉરે માત. જે. ૧૩

સુરતી—વળી માત એમ ઉચરે, કુંવર પાંચ વરસનો તન,
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે,
આંખની આગળ રહોને બાળ, ઘેર બેઠા ભજીએ ગોપાળ.
જે જે. ૧૪

**ધ્રૂવ**—ઘેર ગોપાળ ન પામીએ, મનમાં મોહ ઉપજે માય.
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતા સરજે કાય, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જઇ વહેલા આવીશ, માતા દો મુજને આશીશ. જે. ૧૫

**સુરતી**—આશીષ દે છે માવડી સુરતને હજો કુશળ કલ્યાણ,
મસ્તકે રક્ષા માવની કંઠે કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ,
કટીકેશવ પુરૂષોત્તમ પાય, એવી આશીશ દે છે માય. જે. ૧૬

માને આંસુ આવિયાં ત્યારે, થંભીને રાખ્યાં નીર,
મારી જીભે કેમ કહું વળી વનમાં વીચરો વીર;
વીર વચન કાને નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો,
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી. જે. ૧૭

**કવી**—ફેરા ફરીયો માતનેરે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સંચર્યો, વદીને શુકન.
શુકન મળી સવાસી ગાય, સુવાગણી બેડું ભરી જાય;
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણુતા વિપ્રજન મળ્યા. જે. ૧૮

મળ્યા શુકન સહુ હરખના, ધ્રૂવજી નીકળ્યા નગર બહાર,
આગળ જતાં ધ્રૂવજીનેરે, મળીયા બ્રહ્મકુમાર.
બ્રહ્મકુમાર ભગવાનને ચહાતા, હરિગુણ ગાતા વેણુ સુવાતા,
કરજોડી કહે છે ભુપતન, ક્ષમા કરો તમે નારદ મુન્ય. જે. ૧૯

**નારદ**—નારદ કહે શીદ જાઓ છો, શું તમારે કામ;
કોણ તમારાં માતપીતાને, શું છે તમારૂં નામ,
મારૂં નામ છે ધ્રૂવ નિરધાર, મારા પીતાને બે છે નાર,
રાવરાણા બેઠા સોરંગ ઉત્તમને તેડયો ઉછંગ. જે. ૨૦
ઉછંગ બેસવા હું ગયો, મારી ખાંત હઇયાની ખોલી;
દ્રષ્ટિએ મુજને દેખીને ત્યારે, અપરમા એમ બોલી,
અપર કહે અભાગણી કેરા, જો સુખ વાંછે તો વન જાઓ વેલા;
ફરી જન્મ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. જે. ૨૧
નેટ નાર કેમ ભોગવું, એને આપ્યું ધન,
સભા સઘળી દેખતાં મને કીધાં કઠણ વચન.
કઠણ વચન તે કેમ વિસરે, લોઢાસમ હોય તો નિસરે;
ખડગ તણો તો સહીયે ઘાય, પણ એવા બોલ સહ્યા નવ
જાય. જે. ૨૨

**નારદ**—જારે ઘેલા અત્યારથી તું, એવડો શો ધરે કાળ;
માનકુમાર શું તાહરે તું તો પાંચ વરસનું બાળ,
બાળકને શો ધરવો બોલ, ખાઓ પીઓ ને કરો કલોલ
અપરમાનાં એવાં હેત, વીચારીને વાળો ચેત. જે. ૨૩

**ધ્રૂવ**—ચિત્ત તે કઇપેરે વાળીયે, મને બોલાવ્યો નહી બાપ,
કશાયમાં લેખ્યો નહી હુંતો તે ઉકળુ છું તાપ,
તાપ કુંવર નવ આણી શરતી, સુખદુખનું કોઈ શરીગત નથી
હરીયે નીરમ્યું તેમજ હોય, કર્યાં કર્મ છોડાવે નહી કોય. જે. ૨૪

કો કાળે વૃદ્ધિ હાણુ છે, તેનો ન ધરવો હરખ ને શોક;
અણુચીતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોષ.
સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વીસારો,
જા કુંવર તારા બાપને કહુ, રાજ અપાવુંને માને સહુ. જે. ૨૫

**ધ્રૃવ**—સભામાં શું દેખાડીએરે, સહુકોમાં વળી નાક,
સભામાં જ્યારે શોભશું, મન પુરશે અભીલાખ;
લાભ લખેલો કરશે હરી, ત્યારે મંદીર આવીશ ફરી,
તપ કરતાં જો હરીનહીમળે, તો મુજ પ્રાણુ નજીશહુબળે. જે. ૨૬

**નારદ**—બળ કીધે હરી નહી મળે, માનો મારા તન,
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહી દર્શન;
દર્શન તમને કેમ આપશે, વન જઇને વીમાસણુ થશે,
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીજ તનુ ધ્રુજશે. જે. ૨૭
જાશે ચીત સંસારમાં, ત્યારે સાંભળશે રંગ ભોગ;
ભુખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મુકશો જોગ.

**ધ્રૃવ**—જોગ રૂષી નહી મુકુ શ્યામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ ચુકું નહી, રૂષીજી તમ પરતાપે સહી. જે. ૨૮

**નારદ**—રૂષી કહે તું વીસર્યો ત્યારે જાને મધુવન શાય,
જમનામાં નાહીને તું તો તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અઢપાસન, જળપત્રને ફળ પ્રાશન,
વળી તું ભજે હરીનું નામ, સ્વરૂપ સમરજે શ્રી ઘનશ્યામ. જે. ૨૯

શ્યામને શીશ મુગટ છે કાને કુંડળ મકરાકાર,
કોટે કઈસ્તુભ કટીમેખળા પાય નેપુરનો ઝણકાર;
પાય પદ્મ શંખ ચક્રને ગદા એવું સ્વરૂપ સમરજો સદા,
કાનમાં અક્ષર કહું છું જેહ દ્વાદશાક અક્ષર ભણજો એહ. જે. ૩૦

**કવી**—આ કરતાં ખટ માસમાં તુજને મળશે વૈકુંઠનાથ,
આશીર્વાદ દેઈ દાસને મસ્તકે મુકયો હાથ;
હાથ જોડી ધ્રૂવ લાગ્યો ચરણ આજ્ઞા માગી વીચર્યો અરણ,
એહ કથા રહી એણે ઠામ રૂષી પધાર્યા રાયને ગામ. જે. ૩૧

મુની આવ્યા મહારાજ, જોવા રાયતણું સુખ મન,
માન દીધાં બ્રહ્મા પુત્રને વળી આપ્યાં આસન;
આપ્યાં આસન બેઠા રૂષી આશા ઉત્તમને તાતને વસી;
આશારે રૂષીસુખનાંરાજ ધ્રૂવ વીના ચીંતા અતી આજ. જે. ૩૨

**રાજા**—આજ સભામાં રૂષીજી મારો ઉત્તમ ખોળામાંય,
ધ્રૂવજી હોય તો વધે બહુ ઉછરંગની શોભાય;
ઉછરંગે બેસવા ધ્રૂવજી આવ્યો તેનો તો મેં નવ બોલાવ્યો,
સ્રીને વરસો વીસર્યું બાળ, અપરમાએ દીધી ગાળ. જે. ૩૩

રૂષીએ વચન નીસર્યો, વીરો ગયો છે વંન
વનમાં વાઘ વરૂ હશે, તેને દેખીને ધ્રુજશે તંન;
તન ધરૂજે તડકે ટાઢે, મંદીરમાં મહાલતો લાડે,
વાયુવૃષ્ટિ સહેસે કુમાર એની કાયા છે કોમળસાર જે. ૩૪

કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢસે મૃગ ચર્મ તેહ,
મસ્તક બાંધતો મોળીયું, કેમ જટા રાખશે એહ;
એહ આનંદે કરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો,
કાંટામાં કેમ સુસે બાળ, એની સજ્યા આડી છે સાર. જે. ૩૫

સારાં અન્ન આરોગતો, તે ફળ પાત્રા કેમ ખાશે,
પાણી પીતો પળે પળે, તે જળ વીના કેમ રહેવાશે;
તેની વતી રહેવાશે કેમ, તેહ વીના હું દાઝું એમ,
શુદ્ધ વીનાનો થયો શરીર, વીસરતો નથી તેહજ વીર. જે. ૩૬

વળી વીરો અહીંયાં આવતો, રમતો રંગ અપાર,
ભુખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર;
સારી સુખડી સુંદર મેવા, કાલુકાલુ બોલતો લેવા,
તેણે અમને કીધાં તાજ, પુત્ર વીના શું કરવું રાજ. જે. ૩૭

શું કરીયે વળી સાહેબી ચીત ઠર્યું નથી કોઇ ઠામ,
શું કરીયે આ રાજને, શું કરીયે ધન ને ધામ;
ધન ગયું અમારૂં રાજ, પુત્ર વીના સહુ સુનો સાજ,
પુત્ર વીના હું દુર્બળ દુઃખી મારા પ્રાણ જશેરે રૂષી. જે. ૩૮

**નારદ**—રૂષી કહે તમે માં રૂવો, મળ્યું હતું તે બાળ,
આશીર્વાદ દઇ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે,
માંડો રાજ ને છોડો દુઃખ, એવું કહીને વળીઆ રૂપ. જે. ૩૯

**ક્વી**—રૂષિને ચરણે લાગીને ધ્રુવ, વિસર્યો વનમોઝાર;
મધુવન પોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઇ તપ વિચાર.
ત્યાં જઇ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પાસ;
ત્રીજે માસ છઠે દીન એમ, ચોથ માસે જળનાં નેમ. જે. ૪૦
નેમ ધરીને નેહથકી ભજે ઇશ્વર અશરણ શરણ,
પાંચમે પ્રાણજ રૂધિયા ધૃવજી, ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વીત્યા ખટમાસ,
રૂદિયામાં ઓળખ્યો અવીનાશ. જે. જે. ૪૧
અવિનાશીને ઓળખીયારે, એમ ઉભો રાજન,
પૃથ્વી લાગી ડોલવા ત્યારે ડોલ્યું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠ ગયા,
જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટેકાય. જે. ૪૨
**દેવતા**—ક્રાયા કષ્ટ રાખવી, એ ઈંદ્રિ મન સચેત,
અચરત એતો અતિ ઘણું, એમ બોલ્યા અમર ધરી હેત
અમર કહે અમને બીક લાગી રખે લીયે ઇંદ્રાસન માગી.
**વિષ્ણુ**—વિષ્ણુ કહે સાંભળ સુરપતી રાજ્યભોગએ ઇચ્છતો નથી. ૪૩
નથી ઇચ્છતો સંપતી કે નથી ઇચ્છતો સુખ નેહ,
ચરણ ધર્યા ચિતે મારા, ક્ષણ અળગો ન મુજથી એહ,
મુજથકી અળગો નહી એહ, એણે દમી છે પુરણ દેહ,
સદા સ્મરણ રાખે છે મારૂં, કહોજી એને કેમ વીસારૂં. જે. ૪૪

વીસાર્યો વિસરે નહી, એને આપીશ અવિચળ અર્થ,
નામ નહી લે તે તમતણું, તમે કેમ બીહો છો વ્યર્થ;
**કવી**—ઈંદ્રતણી આસનાવાસના કરી, સુરસ્થાન મોકલ્યા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરી, વનમાં આવ્યા વેગે કરી. ૪૫

કર્યો નાદ જ્યારે શંખનો, ત્યારે ધ્યાનમાંથી ધ્રૂવજી જાગ્યા
નેત્ર ભરિ નીહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા,
પ્રેમ કરી પ્રણમ્યા નાથ, હરિએ મેલ્યો મુસ્તક હાથ;
નીર્મળ વાણી હવિ પ્રકાશ, સ્તુતિ કરે કરજોડી દાસ. જે ૪૬

**ધ્રૂવ**—દાસ દયાળને વિનવે તમો, સર્વ જગતના ભુપ,
અકળ તમારી ગતિ ન્યારિ, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણતાં પાર ન પામું તેહ,
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણીમાત્ર કરે પ્રણામ જે. ૪૭

પરણામી પરમાત્મા શ્રી હરિ, સારંગપાણી હોય,
અદભુત શકિત આપવી, તારો પાર ન પામે કોય;
પાર ન જાણે કોઈ લગાર, હું કેમ પામીશ તારો પાર,
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કોઇ એક માગ્ય તુ વર. જે. ૪૮

વર કેમ માગુ વીઠલા, હું તો કરીશ તમારી સેવા,
વિષય ભોગ સંસાર છે, એતો સુપનાના સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા,
માયામાં ન મને મોકલો, વારીરે ન કરો વેગળો. જે. ૪૯

વિષ્ણુ—વેગળો વિરાક્ષણુ ન કર, વળી તુ વહેલો આવીશ,
જે ફળ દુર્લભદેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં રહે તારી લાજ
લોક કહે રઝળિને મુવો, સ્વજનોમાંથી પડયો જુજવો. જે. ૫૦
પડયો સ્વજનથી જુજવો, ત્યારે સુરતીને દુખ થાય,
ઘેર જાને વીરા તું તારી, વાટ જુએ છે માય,
માને બાપ તણાં દુઃખ કાપો, ઇહાંથી જઇ સૌને સુખ આપો;
મારી આજ્ઞા પાળજ આજ,
છત્રીસ હજાર વરસ ભોગવ રાજ. જે. જે. ૫૧
રાજ્ય ભોગવી તું આવજે, તને મોકલીશ એક વીમાન,
તેમાં બેસી તું આવજે તારૂં થશે જગતમાં જાણુ;
જાણુ જગતમાં થાશે રાગ, વેણે વધશે તુજ મહીમાય,
કવી—આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાહું બાળ. જે. ૫૨
બાળકને મારગમાં જાતાં ઉપજ્યો મન વિચાર,
જે દુર્લભ દેવ ગણે તે, તે મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણુ હું નહી ફાવ્યો, હરી ભજીને માયા લાવ્યો,
આગળ રૂષીજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ. જે. ૫૩
ફરી જઇશું સંસારમાં, મને હસસે દુરીજન લોક,
મુજને ત્રીકમજી મળ્યા, મેં તો જાવા દીધા ફોક;
લોક કહેશે એની બુદ્ધિ થોડી રત્ન આપીને લાવ્યો કોડી,
પણ એઃ જશહું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો. જે. ૫૪

લોકો–હરિ દર્શન કરીને આવ્યો, રાય તમારો તન,
રાજા–હું દુખીયાને શું હસો છોરે, તમે તે સરવે જન;
દુખીયાને શું હસવા સાચાં, વને ગયા કેમ આવે પાછા,
વને ગયે થયા ખટમાસ, તે કુંવરનો શો વિશ્વાસ. જે. ૫૫

**કુવી**—ઉર ન વિશ્વાસ આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન્ય,
નારદ–દર્શન કરીને આવ્યો, રાય તમારો તન;
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટયો છે દીવો,
કવી–વચન સુણી રીઝયા નરપતી;
વળતી વધામણી આપી અતી. જે. ૫૬

વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર,
રથ બેસીને સંચરીયાને સાથે સુત બે નાર;
નારીને શીરે સુવર્ણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી,
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્ર પરણુમ્યા તેવારે. જે. ૫૭

**ધ્રૂવ**—પ્રથમ પ્રણામ અપરમાને, તે ભેટાવ્યા શ્રીપત્યા,

**સુમતી**—વળતી માતા એમ બોલ્યા, તું વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો સત્ય સહી, આપણી આશા પુરણ થઈ,

**સુમતી**—વીરા હું જોતી હતી વાટ, તેં મારો ટાળ્યો ઉચાટ. જે. ૫૮

**કુવી**—ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડનો આનંદભેર,
હેતનાં આંસુ આવ્યાં ત્યારે દુધની ચાલી સેર;
સેર ચાલતાં કુંવરે પીધી, માતાએ ઘણી આશીશ દીધી,

**સુરતી**—ઘણાં વર્ષ જીવોરે તન તમે કર્યા છે કુળ પાવન. જે. ૫૯
પાવન કરીયાં કુળ આપણુા વંશે વધાર્યાં નામ,
મહીમા વધાર્યો જગતમાં તે ભજીને શ્રીરામ;

**કવી**—રામ ભક્ત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીઠા,
બંને ભાઇની પોતી રળી, હેતનાં આંસુ આવ્યાં વળી. જે. ૬૦
વળી રોપાવ્યા બારણુા આગળ, થોડા કેરના થંભ,
કુળ ઉપર અક્ષત લખાયાજ ધૃવને અવિચળ હોજો રાજ
ઢોલ દદાભેરીનાદ, ધૃવ પધાર્યા નીજ પ્રસાદ. જે. ૬૧
પ્રસાદમાંહી પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ,
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે કાઢી વિવાહની વાત;
વિવાહ કીધો અહલ્યા સાથે પ્રેમ કરી પધરાવ્યા નાથે,
ઇંદ્રની કુંવરીને રાજકુમાર ધૃવજી પરણ્યા બીજી નાર. જે. ૬૨
નારી સાથે રંગે રમે, સુખમાં કાઢે દંન,
રાજાએ વળી તેજે આપ્યું પોતાનું આસન;
આસને બેઠા ધૃવજી જાણુ વરતાવી પોતાની આણુ,
શાસ્ત્ર પ્રમાણુ કરી નિરધાર, વર્તાવે વર્ણાશ્રમ ચાર. જે. ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને સમજાવે સુજાણુ,

**ધૃવ**—આપ આપના ધર્મ પાળીયે, જે લખ્યું નિર્વાણુ;
નિર્વાણુ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ આયુધ બાંધવા ક્ષત્રિ ધરમ,
વૈશ્યને કરવા ખેતી વેપાર શુદ્રને સેવાનો અધિકાર. જે. ૬૪

સેવા તો સઘળી વરણને, હરિ ભજોને નિત્ય,
વર્ણ ધર્મ સૌ પાળીએ, સાચું બોલીએ તે શુભ રીત;
સાચું બોલી સંતોષવાળીએ, મોહ માયા સત્વર ટાળીયે,
ન કરો કુડ કપટ અન્યાય એટલી શીખામણ દે છે રામ. જે. ૬૫

**કવી**—છત્રીસ હજાર વર્ષ વહી ગયાં ત્યારે આવ્યું વિમાન પાસ,
વૈમાન બેસીને સંચર્યાં, ધ્રૂવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રૂવ બેઠા જઇ, અવિચળ પદ તો પામ્યા તહીં,
જે ગાયે ધ્રૂવનું આખ્યાન, તે તો પામે અવીચળ સ્થાન.
જે જે વૈકુંઠરાય. ૬૬

* * * *

સમજ સત્કર્મ કરી લે ભાઇ, કાયા આ કાલ જશે કરમાઇ
રામ ગયા રાવણ ગયા ને ગયા કૃષ્ણ ગયા કંશ
બળવીર પણ બળહીણ બન્યા જ્યાં કઠણ કાળનો ડંશ—સમજ.
સ્વાર્થ તણો સંસાર મુઢશું માયામાં રહે મોહી
કાળ ઝપટ ઝપટશે ત્યારે રેહેશે રાંકડા રોઇ—સમજ.
માત તાતને ભ્રાત ભગ્ની કોઈ સાથે નવ જાય
પાપ પુન્ય એ પ્રભુ દરબારે ત્રાજવામાંહી તોળાએ—સમજ.

* * * *

સખી આજનો લાહવો લીજીએરે કાલ કોણે દીઠી છે.
ફુલની ગાદી ને ફુલના તકીયા (૨)
ફુલનાં બીછાનાં બીછાવીએ રે કાલ કોણે દીઠી છે.

સોનાનાં સોગટાં ને રેશમની ચોપાટ (૨)
હીરલાના પાસા ઢળાવીએ રે          કાલ કોણે દીઠી છે.
સોનાનું પારણું રેશમની દોરી (૨)
હરખે શ્રી નાથજી ઝુલાવીએ રે          કાલ કોણે દીઠી છે.
વાણીના મેહુલા ને આનંદની હેલી (૨)
સુખતે સરવડે ભીંજાઈ રે          કાલ કોણે દીઠી છે.
વલ્લભના સ્વામી શીરોમણી (૨)
વળી વળી મુખડાં નીહાળી રે          કાલ કોણે દીઠી છે.

## કાનુડાની (મોરલી)

મોરલી મેં રે સુણીરે કાનુડા માઝમ રાત.
મોરલી વાગી હોજી રે (૨)
બાઇ પેલા જુમનાજીને ઘાટ.          કાનુડા માઝમ રાત. ૧
પાણીડાં ગ્યાંતાં હોજી રે (૨)
બાઇ પેલા કેસરીયા તલાવ.          કાનુડા. ૨
ઓઢણી ભરાવી હોજી રે (૨)
બાઈ પેલી આંબલીઓને ડાળ.          કાનુડા. ૩
બેઠલાં મેલ્યાં હોજી રે (૨)
બાઇ પેલા સરોવરીયાની પાર.          કાનુડા. ૪
ચાલ્યો ચાલ્યો હોજી રે (૨)
બાઇ પેલી સૈઅરોનો સાથ.          કાનુડા. ૫

પેર્યાં પેર્યાં હોજી રે (૨)
બાઈ મેં તો અવળાં સવળાં ચીર. કાનુડા. ૬
મેલ્યાં મેલ્યાં હોજી રે (૨)
બાઇ પેલાં પારણીયામાં બાળ. કાનુડા. ૭
મળીયો મળીયો હોજી રે (૨)
બાઈ પેલા નરસીંયાનો નાથ. કાનુડા. ૮
પુરી પુરી હોજી રે (૨)
બાઈ મારા મનડા કેરી આશ. કાનુડા. ૯

## આરતી.

જય રાધા રમણા પ્રભુ જય રાધા રમણા;
કુંજ બીહારી દયાળુ (૨) જન પાતક હરતા જય રાધા
શ્રી રણછોડ રાયા; મોહન વનમાળી, પ્રભુ૦
મન મંદિરમાં વસિયા (૨) વસતાં સુખકારી જય રાધા
ગોવરધન તોળ્યો ગોકુળને તારી. પ્રભુ૦
ઈન્દ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી જય રાધા
કમળ નયન શ્રીપતી પુરૂષોતમ પ્યારી પ્રભુ૦
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીયાળા જય રાધા
શસ્ત્ર ફેણુ રાજો ત્રીભુવન ત્રીપુરારી પ્રભુ૦
શ્રી ધારી મોરારી (૨) જય મોરલીવાલા જય રાધા

# સમાપ્ત.